૭૮૬

# મિરઝાલીલ ફાનસ.

તિરસે ઇસ્લામ ફેલા હે ન વો તલવારસે,
બલકે સચ્ચાઇસે કુચ્છ અખલાકસેં કુચ્છ પ્યારસેં.

ઉમરભાઈ હુસનભાઈ.

મરહુમ મુલ્લાં દોસ્તમહંમદમીયાં સાહેબના

કાવ્યોનો સંગ્રહ.

અથવા

# બીસ્મીલ કાવ્ય.

તારીખી નામ

## હાર બાગે બીસ્મીલ.



ટીકા લખી પ્રસિદ્ધ કરનાર

ઉમરભાઇ હસનભાઈ ( કલોલ. )

આવૃતી પહેલી.

પ્રત. ૧૦૦૦ ]   ઈ. સ. ૧૯૨૩   [ હી સ. ૧૩૪૧

કીંમત. ૧-૦-૦

# આ પુસ્તક મળવાનું ઠેકાણું.

આ પુસ્તક નીચેના ઠેકાણાથી રોકડી કીંમતે, ટપાલ, મારફત વેલ્યુપેએબલથી મળશે. પુસ્તક મગાવનારે પોતાનુ સરનામુ ચોકસ અને સ્વચ્છ અક્ષરે લખવું. ટપાલ ખર્ચ જે પડશે તે મગાવનારને શિર છે સામટી, મગાવનારને કમીશન મળશે.

બિસ્મીલ કાવ્ય મળવાનુ ઠેકાણુ.

ઉમરભાઇ હસનભાઈ.

કસ્બે કલોલ-(ઉત્તર-ગુજરાત.)





યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ ક લી મા શા. મોહનલાલ
ચીમનલાલે છાપ્યુ. ટકશાળ-અમદાવાદ.

# પ્રસ્તાવના.



સન ૧૯૧૭–૧૮ ની સાલમા જ્યારે હું મર્હુમ મુહુાં સાહેબ પાસે વીદ્યાભ્યાસ કરવા જતો, તે સમયમા એઓ સાહેબના રચેલા કેટલાક કાવ્યો મે માગણી કરવાથી મને એઓ સાહેબે આપેલા અને જેમ જેમ રચતા તેમ તેમ મને લખી લખીને આપતા જતા. તેના ઉપર ટીકા વગેરે લખી, તે છપાવવાની મારી કોશિશ જારી હતી પરંતુ તે દરમીયાનજ આ મહાત્મા બીસ્મીલ સાહેબનો સ્વર્ગવાસ થવાથી તેના શોકાવરણના લીધે મારો હેતુ પાર પડયો નહીં અને પુસ્તક છપાવવાનુ કામ પરિપુર્ણતાએ પહોચ્યુ નહીં (આ મહાત્માના મૃત્યુ હેવાલ માટે જુઓ મરહુમનું જીવન ચરિત્ર) માણસ કઈ કામ કરી લેવાને ગમે તેટલી ઉતાવળ કરે પણ તેની મુદ્દત પુરી થયા વગર અને માલીકની મરજી સીવાય તે કામ પુરૂ થઈ શકતુ નથી, દાખલા તરીકે માળી બાગમાંથી કુસુમ (પુલો) પ્રાપ્ત કરવાની લાલસામાં છોડવાઓને ગમે તેટલુ પાણી સીંચે પણ મોસમ સીવાય તે કુસુમ મેળવી શકતો નથી એવીજ રીતે આ પુસ્તકનુ પણ થયું.

આ ચાલુ મુબારિક સાલે ઘણા મીત્રોએ અને ભાઈબંધોએ 'તમો બીસ્મીલ કાવ્ય છપાવવાના હતા તેનુ શુ થયુ ?' એમ મને એકથી અધીક વખત કહેવાથી અને તે છપાવવા ખાસ આગ્રહ કરવાથી મે તે કામ પાછુ હાથમા લીધું અને તે કામ પાર પાડવાને હુ ભાગ્યશાળી થયોછુ તેથી ખુદાતાલાનો ઘણોજ ઉપકાર અને આભાર વ અહેસાન માનું છું.

વાચકવૃંદની સરળતાની ખાતર આ પુસ્તકના તમામ કાવ્યોને છ ભાગમા ગોઠવી તેના છ બાબ (ભાગ) મુકરર કર્યા છે બાબ પહેલામા સમાધો અને આત્મજ્ઞાનાદીથી રેલાતા કેટલાક કાવ્યોનો સમાવેશ કરેલો છે બાબ બીજામા પરમાત્માના પ્રેમોદધીમા ગર્ક બનેલા ખરા આશક (પ્રેમી) એ પ્રેમની મસ્તીમા રચેલી કેટલીક ગઝલો દાખલ કરી છે બાબ ત્રીજામા ભક્તિ શૃંગારરસની ગરબીઓ અને બાબ ચોથામા આત્માનુ કલ્યાણ થાય તેવા બોધદાયક અને આત્મજ્ઞાનથી ભીજાતા કેટલાક પદોનો સંગ્રહ કરેલો છે બાબ પાચમામા નિતિ અને સુખ પ્રાપ્ત કરવનારી કેટલીક નસીહતો છે બાબ છઠ્ઠામા મરહુમ કાજી અનવર મીયા સાહેબની કવિત્વ શક્તિ બતાવનારી અને ઉપમા અને અલંકારોથી જળહળી રહેલી કેટલીક અલવદાઓ દાખલ કરવામા આવી છે કાવ્યોના ભાવાર્થ બરાબર સમજવામા આવે એવા હેતુથી કાવ્યોના નીચે ટીકા અને અઘરા શબ્દોના મીનીગો (અર્થો) આપવામા આવ્યા છે. વળી આ લઘુ પુસ્તક ઘણુ ઉપયોગી થઈ પડે એમ સમજી કેટલાક સ્થળે ન સમજાય તેવી બાબતોનુ લંબાણ પુર્વક વિવેચન કરી ટીકા પણ લંબાણથી લખી તેના નીચે ગ્રંથની પુષ્ટીમા બીજા કવીઓના કાવ્યના ઉતારા આપી સમજાવવામા આવ્યું છે

રચનાર મરહુમ મુલ્લા સાહેબના રચેલાં ઘણાક કાવ્યો છે પણ જેટલા મળી આવ્યા છે તેટલા આ પુસ્તકમા દાખલ કરવામા આવ્યા છે અને હવેથી મળી આવશે તે બીજી આવૃતીમા દાખલ કરવામા આવશે એવી અભિલાષા છે. રચનારની પાસે કોઇ પણ જન કાવ્ય માગે તેને તે પ્રેમપૂર્વક આપતા અને

સગ્રહ કરવાની બીલકુલ વૃતી ધરાવતા નહીં તેથી તેમના કાવ્યો ધાર્યા મળી આવતા નથી અગર કોઈ સાહેબની પાસે તેમના ભજનની નોટ યા જુના કાવ્યો હાથ આવ્યા હશે તે મોકલી આપવાની મહેરબાની કરશો કે બીજી આવૃતીમાં દાખલ કરવામા આવે

આ પુસ્તક છપાવવામા માસ્તર નજ્જુમીયા નન્નુમીયાએ અને પઠાણ આજમખા સરવરખાએ પ્રુફ સુધારવામા મદદ કરેલી હોવાથી હુ તેમનો આભારી છુ.

આ લઘુ પુસ્તકના કાવ્યોની ટીકા, ભાવાર્થ, અને અઘરા શબ્દોના અર્થ મે મારી યથામતિથી લખેલા હોવાથી અને રચનારના હાથના લખેલા ઉર્દું કાગળો મળી આવવાથી તે ઉપરથી કાવ્યો ઉતારવામા આવેલા હોવાથી વખતે લખવામા અગર ઉતારવામા મારી ગેરસમજના લીધે ભુલ યા ચુક થઇ હોય તો આપ જ્ઞાનીજનો મુજ અલ્પમતિ, ખાકસાર, પામર જીવને ક્ષમા કરશો અને ભૂલની દરગુજર કરશો એવી આશા રાખુ છું કેમકે પ્રાણીમાત્ર ભુલને પાત્ર છે.

સવત ૧૯૭૯ }
હી સન ૧૩૪૧ }

લી.
ઉમરભાઈ હસનભાઇ.
કલોલ



## મરહુમ મુલ્લાં દોસ્તમહમદમીયાં સાહેબનું

# જીવન ચરિત્ર.*





વત ૧૯૧૫-૧૬ ની સાલમા વિસનગરમા હુ શેઠ સુરજમલ લહેરચદના ડહેલામા નોકર હતો તે સમામા મહાનપુરૂષ કાજી અનવરમીયા સાહેબના મકાનનુ બારણુ જે ડહેલામા હુ રહેતો હતો તે ડહેલાના કરા તરફ હતું જે ડહેલામા હુ રહેતો હતો તે ડહેલાના આગળ થઇને જવા આવવાનો રસ્તો હતો ત્યા

---

* ઉપરનો લેખ રચનાર મરહુમ મહાત્મા મુલ્લા (બીસ્મીલ) સાહેબે પોતેજ લખાવેલો હોવાથી તેઓશ્રીના લખાવ્યા મુજબ ઉપર પ્રમાણે અક્ષરે અક્ષર પ્રગટ કરવામા આવ્યો છે, ઉપરના લેખમા જીવનચરિત્ર વિષેની જાણુવાજોગ હકીકતનો સમાવેશ થઇ જાય છે માટે બીજી વધારે જીવન ચરિત્ર વિષે હકીકત આપી નથી મહાત્મા મુલ્લા સાહેબ સને ૧૯૨૦ના નવેમ્બર માસમા મરહુમ જ્ઞાની કાજી અનવરમીયા સાહેબના રોજાના દર્શનાર્થે પાલણુપુર તરફ ગયા હતા ત્યાથી પાછા ફરતા સને ૧૯૨૦ના નવેમ્બર માસની તારીખ ૨૨ અને સોમવારે (હીજરી સન ૧૩૩૯ રબી ઉલઅવલ તારીખ ૧૦ રોજ પીર) સવારના આઠ વાગ્યાના સુમારે (તોતેર વર્ષની ઉમરે) ઉપેરા ગામમા) તેઓશ્રીનો આત્મા ક્ષણભગુર દેહનો ત્યાગ કરી ચાલ્યો ગયો તેમને વિસનગરમા તળાવ ઉપર જોરાવરખાના આરા તરફના ભાગમા આવેલા કબરસ્તાનમા દફન કરવામા આવ્યા જે પ્રભુ તેમના આત્માને અખડાનદ પ્રાપ્ત કરો.

થઇ મહાન પુરૂષ કાજી અનવર સાહેબ જતા આવતા હતા તે અરસામા મારી વય તેરેક વર્ષની હશે અને કાજી અનવરમીયા સાહેબની વય વીશેક વર્ષની હતી જ્યારે ઘેર આવે ત્યારે જે ડહેલામા હુ રહેતો હતો ત્યા થઈ જાય અને કોઇ કોઇ વખત એક બે દિવસે ઘેર આવતા ત્યારે જતી વખતે મારી પાસે આવતા. ઉનાળાના સખ્ત તાપથી ગભરાયેલા આવે તે વખત મને કહે કે મુલ્લા "ટાઢુ પાણી કઇ છે કે ?" તે વખત હુ તેમને પાણી પાતો પાણી પીને ઘણા ખુશી થતા અને દુઆ કરતા કે ખુશી રહો એમ કરતા કરતા રાત્રે નવ દસ વાગ્યાના સુમારે મારી પાસે આવતા અને પ્રભુ ભજનની વાતો કરતા વાતો કરતા કરતા મોટો પરોઢીઓ થઈ જતો ત્યારે પોતે ઉઠી અરણ્ય તરફ ચાલ્યા જતા, અને બપોરની વખતે પાછા આવતા એવી રીતે ઘણા દીવસ સુધી ચાલ્યુ સવત ૧૯૨૬ ની સાલમા એક દીવસે અમો બન્ને જણા બેઠા હતા તે વખત સાકરનુ સરબત બનાવી એક પ્યાલો ભર્યો તેમાથી થોડુક પોતે પીધુ અને બાકીનુ મને પાયુ તે વખતે ઘણી વાતો મને સમજાવી. કષ્ટ સમાધી, સુક્ષ્મ સમાધી, જોગ સિદ્ધિ, અજપા જાપ, અનવર કાવ્યમા બે સમાધીયો લખેલી છે પણ રાજ સમાધી તેમા લખેલી નથી. તે પણ મને સમજાવી, અને તેજ સાલના માબાન મહીનામા ભજન, ગજલ, ગરબી, વિગેરે કેમ બનાવવી તે પણ શીખવ્યુ અને તેજ વખતે બીસ્મીલ તખલ્લુસ ( મુલ્લાના નામની સજ્ઞા ) રાખી નીચે લખેલા શેઅરો પોતે બનાવી હતી

શેઅર ૧

બીસ્મીલ જુમેઅ કે રોજ જહોરકો રખાહે નામ,<br>
સાબાનકા મહીના ઉર્સોદીન હુવા તમામ.

શેઅર ૨

બ બીસ્મીલ્લા કે ગોયદ નામ બીસ્મીલ,
રહે દુનિયા મેં દર હર કાર સામીલ

પછી મને કહ્યુ કે તું કોઈ શેઅર કેહ ? તે ઉપરથી આ શેઅર મેં બનાવી હતી

શેઅર ૧

બોલા કલામ બીસ્મીલ બેપર ગુલામહે,
તકસીર માફ કીજો હમારા સલામહે

હું હવે કઇ કવેશર નથી તેમ શાયર નથી, અને ઈલ્મી પણ નથી ભજન, ગઝલ, ગરબી, વિગેરેની જે બેતો બનાવવી પડે છે, તે બેતમા (હુક) રદીફ કાફીઆ અને રગ એ ત્રણ વસ્તુ હોવી જોઇએ ત્યારે બેત કહેવાય છે. ઉપર કહ્યા પ્રમાણે મારી બુદ્ધિ નથી પણ ગુરૂ કૃપાથી સર્વ ચાલે છે

| | | |
|---|---|---|
| ધ સ | ૧૯૧૯ | લી<br>આપનો નમ્ર સવક<br>ડોસુ મુલ્લાં. |
| હી૦ સ | ૧૩૩૮ | |



૭૮૬

# અનુક્રમણિકા.

## ભજન સંગ્રહ.

---

## ગઝલ સંગ્રહ.



## ગરબી સંગ્રહ.

## પદ સંગ્રહ.



## નસીહત સંગ્રહ.

# ગુલઝારે અનવર.

# વીરમીઠ કાવ્ય.

## બાબ અવ્વલ.

## ભજન સંગ્રહ.

### ભજન ૧.

ભાવે ભક્તિ કરીશ.[1]

કોલ કરી જુગમા આવીયોરે ભાવે ભક્તિ કરીશ
ભુલવણીમા ભુલી ગયોરે પીયુજી પૂછે શુ કહીશ ?
જુગમા જઈ તું શું લાવીયોરે ? કોલ ૧
જતને ઘડી જોને મુરતી શુદ્ધિ રાખોરે લગાર
મનમા વિચારી જરા જુઓરે તારી શુ છે પેદાશ !
કોણુ કારીગર માહી આવીયોરે કોલ ૨
ઉંધારે મસ્તક ને અધર ઝુલેરે તપસા કીધી નવ માસ

---

૧ આ ભજનમા માણુને કરેલા કોલ યાને (વચનને) યાદ કરાવી રચનારે ભક્તિ કરવા બોધ આપ્યો છે, અને તેનો ભાવાર્થ નીચે આપેલી

મળરે સુતરથી જુદો થયોરે તપસા કીધી કેમ ત્યાગ?
બાલારેપણુમા ગુમાવીયોરે કોલ ૩
બોલવા શીખ્યો તુ બાલકારે જુગમા કીધો છે નામ
માચા ધણીને વિસાર્યોરે કુડા કીધા છે કામ
હાથેથી હીરલો ગુમાવીયોરે કોલ ૪
જુગને જુઓ જુક્તિ જુઓ લીલા અપરમપાર
સાચી સગાઈ સાહેબતણિ જુઠો જુગનો આધાર
**બીસ્મીલ**ના મનમા તું ભાવીયોરે કોલ ૫

---

ઉર્દુ ગઝલને ઘણોખરો મળતો આવે છે

"ગઝલ"

દુનિયાકી ચમક જબ આઇ નજર વો અહદ ખુદાકા ભૂલ ગયે
અફસોસ હુવે કયા જેરો જબર વો અહદ ખુદાકા ભૂલ ગયે
દુનિયાને વો પરદા ડાલાહે વો પાઉ ગજબકા નીકાલા હે
કયુ જાલમે ફસકી આયે બશર વો અહદ ખુદાકા ભૂલ ગયે
દુનિયાકી બહારે દીલમે બસી સબ ખૂબીયા ઉસકી યાદ રહી
સબ યાદ રહાકે હમકો મગર વો અહદ ખુદાકા ભૂલ ગયે
ફુર્જતકી તલબને ખોયાહે રાહતકી તલબને ડુબોયા હે
ગફલતને યે ડાલા હમપે અસર વો અહદ ખુદાકા ભૂલ ગયે
બચ્ચુ કે લીયે બીબી કે લીયે હેરીકતો જીને જીકે લીયે
અલ્લાહકા કુચ્છભી ખોફ ન ડર વો અહદ ખુદાકા ભૂલ ગયે.
અગે વાલીદે માજદ હજરતે આદમ કીસકો સુનાયે અપના અલમ
યે આપ કે સચ્ચે નુરે નજર વો અહદ ખુદાકા ભૂલ ગયે
કયા તુમપે બની હે કુચ્છતો કહો કયા તુમપે પડી હે કુચ્છતો કહો
ઇમ હાકયે કયુ એ ખોફો ખતર વો અહદ ખુદાકા ભૂલ ગયે

## ભજન ૨.

( મતો સત્ બતલાનારે એ-રાહ )

### કાયા તેરી કામ ન આવેજી[1]

હંસા ઉડ સરોવર જાવે કાયા તેરી કામ ના આવેજી ટેક
સુંદર કાયા મીનખા આયા આ અવસર નહી આવેરે ભાઇ
કુડીએકી સોબતમેં રહેકર હીરલા જન્મ ગુમાવે હંસા ૧
કાયા સરખા કોટ બનાયા દસ દરવાજે લગાયારે ભાઇ
હંસા હાલે તેરા ન ચાલે ઠાઠ પડા રહે જાવે હંસા ૨
આ કાયાકા નહી ભરોસા પાણીકા પરપોટારે ભાઇ
ગુરૂ વચન પર ચલોએ સંતો મીનખા સફલ હોજાવે હંસા ૩
ચાર વેદ તું ભણકર આયા પંડીત હુવા તુ ડાહ્યારે ભાઇ
હરિ ભજનકા ભેદ ન જાણે માયામે લોભાવે હંસા ૪
જરણા[2] રાખો ક્રોધ કાઢો એક ઘણીકો ધારોરે ભાઈ
મોટાઇ નીંદા મત કર મૂરખ ગઇ પલ ના આવે હંસા ૫
સત્ગુરૂ પાવે જ્ઞાન બતાવે દુ:ખ સારા મીટ જાવેરે ભાઇ
બીસ્મીલ કહે ગુરૂ જ્ઞાની ચરણે સચ્ચા શબ્દ સુનાવે હંસા. ૬

---

૧ કાયા ક્ષણભંગુર છે, તેનો કોઇ ભરોસો નથી જેવી રીતે પરપોટો ફુટી જાય છે, તેવીજ રીતે આ કાયા પણ ક્ષણમા નાશ પામે છે શંકરાચાર્યે પણ પોતે બનાવેલા શ્લોકમા તેને અનુસરતુંજ જણાવ્યુ છે શ્લોક (તરજુમો) આ શરીરરૂપી હોડી તારાથી ભારે પૂણ્યરૂપી કીંમત વડે દુ:ખના દરિયાને પેલે પાર જવાને ખરીદાઇ છે તે ભંગે તે પહેલા તરીજા ૨ જરણા સહનશીલતા.

## ભજન ૩.

( મતો સત બતલાના એ-રાહ )

**અભિમાન કયુ દીલપેં લાતા[1]**

ભજન તુ નિર્ગુણકે ગાતા અભિમાન કયુ દિલપે લાતા, એ ટેક
ખાય પીયે તું રહે ખુશીમે મસ્ત હુવાહે માતારે ભાઈ
સાહેબ નામકી સ્મરણુ કરલે દેખ રહ્યાહે દાતા ભજન ૧
જુઠેસે તેં કરી સગાઇ સચ્ચી રાહ ના પાતારે ભાઇ
સાગર સરખા નીર છોડ કર ખાબોચીએ જાનાતા ભજન ૨
જીવ લેણેકો જમડા આવે અભિમાન તેરા કા જાતારે ભાઇ
મમતા માયા કામ ના આવે છોડ ચલે સબ નાતા ભજન ૩
બસ્તી છોડ ઉજ્જડમેં રહેતા ઉજ્જડકો બસ્તી કેતારે ભાઈ
હીરે સરખી જોત છોડકર પત્થરે પર લલચાતા ભજન ૪

---

૧ અભિમાન તજવા વિષે ભજન છે સોમ પ્રભાચાર્ય સિદુ પ્રકરમાં કહે છે કે (તરજુમો) વાયુ જેમ મેઘનો નાશ કરે છે તેમ અહંકાર સદા ચગ્ગુનો નાશ કરે છે. સાપ જેમ જીવનો ક્ષય કરે છે તેમ અહંકાર મનુષ્યના વિનયનો ક્ષય કરે છે. હાથી જેમ કમળને ઉખેડી નાશ કરે છે, તેમ અભિમાન કીર્તિનો નાશ કરે છે અને નીચ પુરૂષ જેમ ઉપકારના સમુહને હણે છે તેમ અહંકાર ધર્મ, અર્થ, અને કામ, એ ત્રણ વર્ગને હણે છે વળી અભિમાન ન કરવા સબંધમા દીનફકીર સાહેબ કહે છે કે —

( કુંડળીયા. )

બંદા બહોત ના ફુલીએ ખુદા ખમેગા નાહી
જોર જુલમ ના કીજીએ મૃત લોકકે માહીં
મૃત લોકકે માહીં તમાસા તુરત દીખાવે
જેતા કરે ગુમાન એતા નર ખત્તા ખાવે
કહે દીન દરવેશ સુમર મન પેદા કુન ।
ખુદા ખમેગા નહીં બહોત ના ફુલીએ બંદા

વળી હજરત શેખ સાદી સાહેબ રહેમતુલ્લા અલયહ કહે છે કે —

અગન કુંડમે તુ પડ જાવે જલમે બેડા નાતારે ભાઇ
સચ્ચા મોતી ઘાવ ખમેગા ફોગટીઆ ફુટ જાતા   ભજન ૫
બીસ્મીલ કહેવે સુનો એ સતો ગુરૂ જ્ઞાની પાયારે ભાઈ
[1]નર્ગુણ સર્ગુણ[2] એક મીલાકર બ્રહ્મરૂપ હોજાતા   ભજન ૬

## ભજન. ૪

(સતો સત બતલાના એ રાહ)

માયામેં મનકુ લોભાયા [3]

ભરોસા પલકા નહીં કાયા માયામે મન કયુ લોભાયા ?   ટેક.
ચતુરાઇસે ચોલા[4]સીયા નહીં દોરા નહી ધાગા[5]રે ભાઈ
સીવનવાલા સીવ ચલાહે જનમ લીયા તુ જાયા   ભરોસા ૧
બડે જતન સે બનઇ સુરત નુરીરંગ[6] લગાયારે ભાઇ
આ કાયાકા નહી ભરોસા કચ્ચા હેગા પાયા   ભરોસા ૨
માત પિતા સબ કુટુંબ કબીલા જીને જીકા[7] મેલારે ભાઇ
અંત વખત કોઈ કામ ના આવે છોડ ચલે સબ માયા ભરોસા ૩

---

અશઆર

તકબ્બુર અઝાઝીલ રા ખ્વાર કર્દ
બઝીન્દાને લાનત ગીરફતાર કર્દ
તકબ્બુર મકુન ઝીનહાર અયેપીસર
કે રોઝે ને દસતગ બરઆઇ બસર

૧ નિર્ગુણ=મધા સત્ય ગુણુવાળો ૨ સર્ગુણ=મધા સંસારીક ગુણુથી ભરપુર ૩ આ ભજન મનુષ્યને માયારૂપી જાળમાથી મુક્ત થઇ ભક્તિ કરવા સમજાવે છે સાદી સાહેબ કહે છે કે (શેઅર)

નરખ ઉન્સ દુનિયાયે ફાનીસે યાર
એહી બાત રખ યાદ સાદીસે યાર

૪ ચોલા=શરીરરૂપી ચોળી ૫ ધાગા=દોરો ૬ નુરી=નુરવાળું ૭ જી=જીવ

જબતક તેલ ભરા દીપકમે તબતક રહે ઉજવાલારે ભાઈ
તેલ ઘટે અંધેરા હોવે જુને ઘરકો ઘાયા ભરોસા. ૪
**બીસ્મીલ** કહે ગુરૂ જ્ઞાની મેરા કાયા કચ્ચા ડેરારે ભાઈ
માટી તો માટીકો ખાતી માટીમે મીલ જાયા ભરોસા ૫

## ભજન. ૫

( સંતો સત બતલાના એ રાહ )

### મોરલી બાજ રહી ન્યારી[૨]

શબ્દકે તેરેતો બલહારી મોરલી બાજ રહી ન્યારી ટેક
બિના આંખસે આમ દેખતા વણુ જીભીયા ગુણ ગાવેરે ભાઈ
શ્રવણ[૪] નહી પણ સુણતા હેગા બતા ભેદ બ્રહ્મચારી[૧] શબ્દ ૧
ગુરૂ બિના ગમ કહાસે પાવે ઉલટ ભેદ કયુ સમજાવેરે ભાઈ
હીરા મોતી વણજ[૫] કરલે વડા હોય વહેપારી શબ્દ ૨
સુનમે બાજે[૬] અનહદ બાજે શબ્દ ન્યારે ગાજેરે ભાઇ
નાદ બજે તો નહી લોભાણા આગે રાહ તુમ્હારી શબ્દ ૩
ગગનમહેલમે બસે જ્ઞાની ધ્યાન ધરે કોઈ ધ્યાનીરે ભાઇ
નવ મારગ[૧૦] તો નજર નહી આવે દસમી ખૂલગઇ બારી[૧૧] શબ્દ ૪
અગમપથ કે મારગ જાવે તપ જપ કામ ના આવેરે ભાઇ
નટડી દોર ચઢ ખેલ રહીહે દેખ રહે નરનારી શબ્દ ૫
**બીસ્મીલ** કહે ગુરૂ જ્ઞાની ચરણે[૧૨] જો જનમાસો મરણેરે ભાઇ
નામ નીરંજન નિરાકારહે તુ મીલજા મે વારી શબ્દ ૬

---

૧ દીપક=દીવો ૨ આ ભજન સમાધી સ્વરૂપ સમજાવે છે ૩ વણુજી ભીયા=જીભ વગર ૪ શ્રવણ=કાન ૫ વણજ=વેપાર ૬ બાજે=વાગ્યા ૭ બાજે= અનહદ નાદરૂપી વાજા ૮ નાદ=અનહદનાદ ૯ રાહ=મારગ–રસ્તો ૧૦ નવ-મારગ=બે આંખ, બે કાન, બે નાસીકા, એક મો, એક મળદ્વાર, એક મુત્ર દ્વાર, એ રીતે નવ દ્વાર છે ૧૧ બારી=બ્રહ્માંડરૂપ બારી ૧૨ ચરણ=પગ.

## ભજન ૬

( ગોડી, બહોત બડો હે ભાઇ અવસર બહોત એ રાહ )

### ભેદ બ્રહ્મકા ના પાયા[1]

ભેદ બ્રહ્મકા ના પાયા, બ્રાહ્મણ, ભેદ બ્રહ્મકા ના પાયા
શુદ્ધ અશુદ્ધમે ઉમર ગુમાઇ, ધોલે પલી સીર આયા[2] બ્રાહ્મણ ૧
પાચ વસ્તુમે અશુદ્ધ મનાહે, કઇ વસ્તુ વટલાયા
માકે પેટમે રહ્યા માસ નવ કોનસા પદાર્થ ખાયા ? બ્રાહ્મણ ૨
વેદ વાચા પણ નહી વિચારા, કચ્ચા રંગ ચઢાયા
મનકા મેલતો ગયા ન તેરા તન ઉજલા કર દીખાયા બ્રાહ્મણ ૩
નામ નિરંજન[3] તુને ના નીરખા[4] જા ગંગામે નાહ્યા
અમર પુરૂષકો ઓલખે બિના તુ ચોખુંટ[5] તીર્થ ધાયા બ્રાહ્મણ ૪
ગુરૂ હમારા બડાહે જ્ઞાની, જ્ઞાન બતાયા ઘર પાયા
બીસ્મીલ[6] કહે ગુરૂ જ્ઞાની ચરણે દેખ દર્શન સુખ પાયા બ્રાહ્મણ ૫

---

૧ આ કાવ્ય મનની શુદ્ધિ અશુદ્ધીની શંકા દુર કરી આત્મજ્ઞાન પ્રાપ્ત કરાવે છે ૨ ધોલે પલી શીર આયા=અર્થાત ઘરડો થયો ૩ નિરંજન=કંઇ પણ કહી શકય નહી તેવો, લક્ષમા આની શકે નહી તેવો ૪ નિરખા=દેખા, જોયુ, સમરવુ ૫ ચોખુટ=ચોતરફ, ચોદીશ, ૬ બિસ્મીલ=રચનાર મરહુમ મુલ્લાસાહેબે પોતાના નામની સંજ્ઞા તરીકે બિસ્મીલ શબ્દ વાપર્યો છે તેનો ખુલાસો રચનારે પોતેજ પોતાના જીવનચરિત્રમા કરેલો છે તે જોવાથી ખાત્રી થશે ૬ જ્ઞાની=મરહુમ જ્ઞાની કાજી અનવરમીયાના નામની સંજ્ઞા, ખુલાસા માટે કાજી અનવર સાહેબે અનવર કાવ્યમા કહ્યું છે કરજોડી કહે કાજી અનવરરે નામ જ્ઞાની કવિતાની અંદરરે જુઓ અનવર કાવ્ય પાચમી આવૃતી પૃષ્ટ ૧૫૨.

## ભજન. ૭

( રાગ કોડી, અવસર બહોત બડાહે ભાઇ. એ રાહ )

### ઝૂમઝુમ કરતી ચઢીજી[1]

ઝૂમઝુમ કરતી ચઢી, જો નટડી, ઝૂમઝુમ કરતી ચઢીરેજી ટેક
ચઢી દોરપર ખડીજા નટડી, કે નટડી ઝૂમઝુમ કરતી ચઢીરેજી કે ન૦૧
સમુદર જાવે સુરતી લગાવે, છીપડીયા હે પડીરેજી
છીપ ઘસાવે મોતી પાવે લગે નુરકી ઝડી[2] કે નટડી ૨
પખી જાવે મારગ ના પાવે, મછીયા જલમેં બીહાવેરેજી
બીન આધારે બચ્ચે પાલે ઓ કુદરત હે બડી કે નટડી ૩
હસારે હોય તો મોતી ખાવે, લઘણ કર મરજાવેરેજી
મરજાવે પણ કચ્છુના ખાવે એ સમજણ તો પડી કે નટડી ૪
જલ માટીકી મુરત બનાઈ, પવનમાહી પધરાઈરેજી
આ કાયા તેરી કામ ના આવે અંતવખત જાય પડી કે નટડી ૫
કોર્સીટેમે જીવડા રહેવે, સાહેબ ખાણે દેવેરેજી
પવન ના સાચરે[3] વાધણી પાલે એ કુદરત હે બડી કે નટડી. ૬
જલકે અદર કમલભી હોવે ભમર ઉપર લોભાવેરેજી
બીસ્મીલ કહે ગુરૂ જ્ઞાની ચરણે[4] ગુરૂકીયા[5] ગમ પડી કે નટડી. ૭

---

૧ આ ભજનમા સુરતીને નટડીની ઉપમા આપી સમાધી સ્વરૂપ સમજાવ્યુ છે સુરતીની ઉપરની જગ્યાએ લીલા વિગેરેના ચમત્કાર જોવાનું ૨ ઝડી=સુડ ૩ પવનના સાચરે=પવન પણ પેસી શકે નહીં તેવુ ૪ ચરણુ=પગ ૫ ગુરૂ કીયા=ગુરૂ કીધા ૬ ગમ પડી=સમજણ પડી.

## ભજન ૮.

( ગગ ગોડી, અવસર બહોત બડોહે ભાઇ )

### સુરતીસે પતગ ઉડાવો[1]

સુરતીસે પતગ ઉડાવો, સુરીજન, સુરતીસે પતગ ઉડાવો
તનકા પતગ કર સુરતાકી દોરી જ્યા ધારો વહા જાઓ-સુરી૦ ૧
દોરી ગુરૂકે હૃદયકે માહી, દુસરી જગે કઇ નાહીરેજી
ભુલા પડકર ફીરે ભટકતા ઘર મૂલ કહા જાઓ સુરીજન. ૨
ગુરૂકે કહે પર ચેલા ન ચલના, દોજખમે[2] જા જલતારેજી
સીડી સ્વગકી દેવે ગુરૂજી ઉસે છોડ કેહા જાઓ સુરીજન ૩
તનપર કપડા રંગકર દીખાવે, લંબી ઝટા બડાવેરેજી
મનમે મેલતો બહોત ભગહે લોકનમેં પુજાઓ સુરીજન ૪
બાજીગરકે હાથમે દોરી, પુતલીયુકુ નચાવેરેજી
સબકી દોરી સાયાંકે હાથમે જ્યા ખેચે વા જાઓ સુરીજન ૫
જ્ઞાનીકા સેવક હે **બીસ્મીલ** સચ્ચી વાણી સુણાવેરેજી
દુનિયાકી જંજાલ છુડાકે કદમુમે[3] મુજકો બુલાઓ સુરીજન ૬

---

૧ સુરતીના મહીમા વિષે ભજન છે સુરતીનો મહીમા વર્ણવતા સ્વામી હેમાનંદે કહ્યુ છે કે.—

( કુડળીયા. )

મન માયામે રહેત હે મુખસે ગોવિદ ગાય
ગૌ વને ઘેર વાછડો દોણે દૂધ ન થાય
દોણે દૂધ ન થાય ગૌકી હોવે વેલા
દોનારી સાવચેત બચ્ચા ગૌકુ મેલા
કયેછે હેમાનદ દૂધ તો એસે પાય
મન માયામે રહેત હે મુખમે ગોવિદ ગાય

૨ દોજખ=નર્ક ૩ કદમ=પગ, ચરણ

## ભજન ૯.

( રાગ ગોડી, અવસર બહોત બડોહે ભાઇ )

### તારી મોરલીએ મોહીર[1]

તારી મોરલીએ મોહી, મોહન હું, તારી મોરલીએ મોહી
ગેબીર[2] વાજા કયાથી વાગે ? શુદ્ધ શરિરની ખોઇ મોહન ૧
પ્રેમ પીયાલા ગુરૂજીએ પાયા, પ્રેમ વિના પીયુ નહીરેજી
અંતરજાની આવો અલબેલા મન હરખ્યુ મુખ જોઇ મોહન ૨
ગોકુળવાસી ફરૂ ઉદાસી, હરીજન દુખડા દેછેરેજી
આ ટાણે તમે વહેલા પધારો તમો વિના નથી કોઈ મોહન ૩
વાંસલડી વગાડી વહુલે, અઘોર વનમા ગોપીયો ઘેલી થઇરેજી
શેષનાગને જયારે નાથ્યો નાખી નાગણીયો રહી છે રોઇ મોહન ૪
સોળસેં ગોપીઓમા એક અલબેલો ઘેર ઘેર વસ્તી વસાઈ રેજી
**બીસ્મીલ** ઉપર મહેર[3] કરીને પાપ નાખ્યુ સર્વે ધોઇ મોહન ૫

## ભજન ૧૦

( રાગ ગોડી, અવસર બહોત બડોહે ભાઇ )

### શબ્દ સુનો મેરે ભાઇ[4]

શબ્દ સુનો મેરા ભાઈ, સુરીજન, શબ્દ સુનો મેરા ભાઇરેજી
પચાસમે તું પહોચ્યા પ્રાણી બાલકબુદ્ધિ જાણીરેજી શબ્દ ૧
આ કાયા તેરી કાચકા કુપા ચુના દેવલ ગીર જાયરેજી
અંત વખત કોઈ કામ ના આવે સમજ સમજ મન માહી શબ્દ ૨

---

૧ સમાધીદ્વારાએ ભક્તિ સ્રુંગારમનુ વર્ણન કર્યું છે અનહદ નાદની સમજ આપી છે ૨ ગેબી=અદૃષ્ય ૩ મહેર=દયા, કૃપા ૪ આ ભજનમા મનને ઉપદેશ આપ્યો છે

કરોડ જતન કરો તોપણુ મરના, લાશ કબરમે ધરનારેજી
વખત મોતકા બહોત કઠણ્ હે સુજત હે કે નાહિ શબ્દ ૩
ગોર અંધારી વહા ડર ભારી, વહા નહી જન[1] ફરજંદ[2] નારીરેજી
સવાલકા વહા જવાબ દેના સચ્ચી એ બાત સુનાઇ શબ્દ ૪
તીલ તીલકે ધણી લેખે લેવે, હીસાબમે ના દેર કરને દેવેરેજી
કયા સુતા ગફ્લતમેં બીસ્મીલ એસી નીંદ કયુ આઈ શબ્દ ૫

## ભજન ૧૧

### ગુરૂને મેરે શબ્દ સુનાયા[3]

ગુરૂને મેરે શબ્દ સુનાયા, મેરે તો મનમે વો ભાયા
જબ દુનિયાકી મોહ સબ છૂટ ગઈ પ્રેમકા ભોજન પાયા ગુરૂ ૧
અગમપંથકા મારગ અજાણ્યા નહી ધૂપ નહી છાયા રેહેજી
ભવસાગરમેં નાવડી ચાહીયે ગુરૂને પાર લગાયા ગુરૂ ૨
નાગર બ્રહ્મણ્ નિશા કરકે મે હુ ઢેડ સુ બોલે રેહેજી
નિશા ઉતર ગયા વોહી બ્રાહ્મણ્ દુસરા કહાસે[4] આયા ગુરૂ ૩

---

૧ જન=બાયડી, સ્ત્રી, ૨ ફરજંદ=છોકરા, પુત્ર, ૩ આ ભજનમાં આત્મજ્ઞાન સમજાવવામા આવ્યુ છે જેમ કોઇ માણસ દારૂના નીશામા હોય અને કહે કે હુંતો ઢેઢ છુ હુંતો વાઘરી છુ પણ જ્યારે નિશો ઉતરી જાય ત્યારે ખબર પડે કે પોતે કોણ છે તેવીજ રીતે આ મા પોતાનું ઘર ભૂલી જઈ દુનિયાની મોહજાળમા પડવાથી તેને દુનિયાની મોહનો નીશો ચઢી ગયો છે તેથી પોતે કાણ છે તેની ખબર તેને રહી નથી પણ જો કોઇ સાચો સદ્ગુરૂ મળે અને પાતે કોણ છે તે સમજાવે ત્યારે તેને આત્મજ્ઞાન થાય અને અને તેને પોતાનું સ્વરૂપ સમજાય એવો આ કાવ્યનો ભાવાર્થ છે. ૪ કહાસે=ક્યાથી

સચ્ચા હીરા ગીરા ગોબરમે[1] કીમત નહીં હોય ઓછીરે હોજી
પ્રેમકે પાનીસે ધો સફા કર[2] જળ હળ જ્યોત જગાયા ગુરૂ ૪
સબ દાસુકા દાસ હે **બીસ્મીલ** સતુકો શિષ નમાયારે હોજી
કાજી અનવર બહોત જ્ઞાની પાલનપુર ખૂશ આયા ગુરૂ ૫

## ભજન ૧૨

### મેં તો હું બાલક અજાણા[4]

ગુરૂકી મહીમા મેને ન જાણા, મે તો હુ બાલક અજાણા
બિના ભેદસે બહાર ભટકાણા, ઘરમે છુપા હે ન જાણા ગુરૂ ૧
આ કાયા તેરી કાચકા કુપા, વણસતા વાર ના લાગેરે હેજી
કયુ ગફલતને ઘેરાહે તુજકો આ અવસર હે ટાણા ગુરૂ ૨
રૂપવંતી કઇ રાણીયા ચલી ગઇ, સોસો સ્વાગ[5] ધરાવેરેહેજી
નામ ધરાયા નર કોઇ ના રહેવે ભુલવણીમેં ભુલાણા ગુરૂ ૩
**બીસ્મીલ** તો એક મુઠ્ઠી [6]ખાખહે દુનિયામે ફસાણારે હેજી
એક દીન તેરે ચોકસ ચલણા સાથ લે ખાણે ભાણા ગુરૂ ૪

---

૧ ગોબર=છાણુ ૨ સફા કર=સાફ કર, ચોખુ કરવુ ૩ જળ હળ જ્યોત=બ્રહ્મતેજ ૪ આ ભજનમા ગુરૂની પ્રસશા કરવામાં આવી છે ગુરૂનો મહીમા વર્ણવતાં કોઇ કવીએ કહ્યુ છે કે—

ચોપાઇ

પ્રથમ ગુરૂકુ કરો પ્રણામ, તબહી પહોચો પુરણ ધામ
ગુરૂહી શોધો શબ્દોના પુરા, તબહી હોવે હેવટ સુરા
ગુરૂહી ઇષ્ટદેવ ગુરૂ માનો, તબહી આતમજ્ઞાન જાનો
ગુરૂકા મહીમા બેદ બખાના, ગુરૂકા મહીમા અર્જુને જાના
ગુરૂકા મહીમા જનકહી પાયા, દેહ છતા વિદેહી કહાયા
ગુરૂકા મહીમા શુકદેવે શોધા, થયા નિર્મળ મન પ્રબોધા
ગુરૂકા મહીમા જે જન જાણે, જીવનમુક્ત હોવે આ ટાણે

૫ સ્વાગ=રૂપ ૬ ખાખ=માટી

# ભજન ૧૩,

## નામ નબીકા મેરે દીલમે સમાયા[1]

નામ નબીકા મેરે દીલમે સમાયા, વોતો નુર નજરૂ વરતાયા,
મે બલહારી, પીયા મુખવારી, અતરમે ઓલખાયા નામ. ૧
જમીં આસ્માન બના જીનકે ખાતીર ચાદ સુરજને નવ લખતારા રેહેજી,
એસા પ્યારા દુનિયા મે ઉતારા, છાયા જમીંપર ના લગાયા નામ ૨
એક લાખને ચોબીસ હજાર નબી, એસા હુવા ના કોઇ હોવેરે હેજી;
ખતમે નબુવ્વત[2] સાચા ઉનપે કીતી અખડ જ્યોત જગાયા નામ ૩

---

૧ આ કાવ્યમા પેગમબર સાહેબ અને તેમના પરિવાર (કુટુંબ) ની ઉમદા તારીફ કરવામા આવેલી છે મુસલમાન કવિયો ઉરદુ અને ફારસી ભાષામા આવા ઘણા કાવ્યો લખે છે જેમકે—

(ગઝલ)

હીદાયતકી દો આલમકો હીદાયત હોતો એસી હો
રિસાલત હોતો એસી હો નબુવ્વત હોતો એસી હો

બુરાકે બર્કે જોલા દમમેં પહોચા અર્શ આજમપર
જો તેજી હોતો એસી હો જો સરઅત હોતો એસી હો

અલીને એકહી હુમલે મેં તોડા બાબે ખયબરકો
જો કુવ્વત હોતો એસી હો જો તાકત હોતો એસી હો

સદાથી અશહદો અન્ના મોહમદ સમ રેઝુકી
સદાકત હોતા એસી હો શહાદત હોતો એસી હો

જો તસવીર આપકી ખીંચી કહા નક્કાશે કુદરતને
જો નકશા હોતો એસા હો જો કુદરત હોતો એસી હો

શબે મહેરાજ બક્ષા ઉમ્મતે આસીકો ખાલીકને
શફાઅત હોતો એસી હો જો રહેમત હોતો એસી હો

નિઝામી ખુશ મયા કયા ખુશ કલામીહે જઝાકલ્લાહ
મઝામીન હોતો એસે હો તમીયત હોતો એસી હો

૨ ખતમે નબુવત=પેગમ્બરી પુરી થવી હઝરત મહંમદ સાહેબપર પેગમ્બરી ખતમ થઇ છે હઝરત મહમદ સાહેબ પછી કોઇ પેગમ્બર

ચાર ઇમામને[1] ચારૂ હી કીબલે[2] ચાર યાર[3] બરહક્ક[4] જાનોરે હેજી
હસન હુસેન ફરજંદ અલીકે કરબલમે જાકર બસાયા નામ ૪
સવા નેજે પર ભાઇયો સુરજ આવે જમીન તપેંગે જીવ ગભરાવેરે હેજી
જન ફરજંદ તેરે કામના આવે માયામે કયુ લપટાયા નામ ૫
મહેશર કા રે[5] ભાઇઓ મેદાન હોવે કોઈ હસ્તાને કોઇ રોવેરેહેજી
નેકી બદી તેરી તોલીવા જાવે બીરમીલને શબ્દ સુનાયા નામ ૬

## ભજન ૧૪.

### હિન્દુ મુસલમાન દોનુ હે ભાઇ[6].

હિન્દુ મુસલમાન દોનુ હે ભાઈ, ઉસમે જુદાઈ કહાસેં આઈ,
એક બીબેકે સારે ઘાટ હે સમજ સમજ મનમાહી હિન્દુ ૧
પાચ વસ્તુકા સબકા પુતલા છઠ્ઠા તો માહી નાહીંરે હેજી,
માત પિતાતો[7] સબકા એક હે એક સબકી જનુનાઇ[8] હિન્દુ ૨
જા કાટો વહાસે દૂધ ના નીકલે જા નીકલે વહા લોહીરે હેજી
હાડ માસકા બાવે ઝરણુ સબ મીટ્ટી કે મેવે મીઠાઈ હિન્દુ ૩
તીન અવસ્થા હે સબકે શિરપર પશુ લોક ને લુગાઇરે હેજી,
જનમ મરણુ સબ એક સરીખા ફીર શકા કયુ આઇ? હિન્દુ ૪

---

થયો નથી તેમજ થઇ શકનાર પણ નથી ૧ ચાર ઇમામ=આગેવાન, મુસલમાનોમા શાસ્ત્રીય નિયમનો સગ્રહ કરનાર ચાર આગેવાનો છે તેમના નામ (૧) હઝરત ઇમામ આજમ, (૨) હઝરત ઇમામ શાફી (૩) હઝરત ઇમામ માનક (૪) હઝરત ઇમામ એહમદ બિન હમલ ૨ કીબલે= દીશાઓ ૩ ચાર યાર=મીત્ર, દોરત (૧) હઝરત અબુબકર સીદીક (૨) હઝરત ઉમર આદીલ (૩) હઝરત ઉસ્માનગની (૪) હઝરત અલી શ્રખી ૪ બરહકક=સત્ય ૫ મહેસર=મહાપ્રલય પછી તમામ મરેલા પ્રાણીયોના પાપ પુણ્યનો જવાબ દેવાને ઉઠવાની દશા= ૬ આ ભજન આત્મસ્વરૂપ સમ જાવે છે રહેણી કહેણીથી માણસોમા જુદાઇ આવી ગઇ નહીં તો કઇ પણ ચીજ જુદી છેજ નહી જેમકે ઘઉના દાણા ની કેટલી બધી ચીજો થાયછે પરંતુ સર્વેમા ઘઉંનોજ સ્વાદ હોયછે ૭ માતાપિતા=મા બાપ. જનુનાઇ=માતા

એક મરતા એક પેદા હોતા, ઘટમાલજી હે લગાઇરે હેજી
ચલતી ચક્કીમે [1] પીસ જાવે સબ કોઈ, રહેજાવે કોઇ ગાલે માહી [2] હિન્દુ. ૫
સબ દાસુકા દાસ હે **બીસ્મીલ** અનવર સે રાહ [3] પાઇરે હેજી
નહીં રૂપ રંગ કદ [4] હે છોટા છોડ દે માન બડાઈ હિન્દુ ૬

## ભજન ૧૫

### ગુરૂ વિના જ્ઞાન નહી આવેજી [5]

એક સુરજકી હજારૂ કીરણુ હે, ગુરૂ વિના જ્ઞાન નહી આવેજી
શાસ્ત્ર મે સબ લીખા હે સચ્ચા, પીર [6] મુરશદ [7] સમજાવેજી ટેક
ભવસાગરસે પાર ઉતરના, મરને પહેલે મર જાવેરે હેજી
તનકું ભુલજા મનકુ વસકર, નૂર નઝરૂ વરતાવે એક ૧
ઇંગલા પીંગલા [8] સુખમણુ [10] થભા, અનહદકા ઘોર લગારે હેજી
જાપ અજપા હરદમ જપલે ઉલટા આપ સમાવે એક ૨

---

૧ ચક્કી=મોતરૂપી ચાલતું ચક્ર ૨ આ ચરણનો ભાવાર્થ કબીર સાહેબના નીચેના દોહરાને મળતો છે.

( દોહરા )

ચાક્ક ફીરતી દેખકે દીયા કબીરને રોઇ
દો પડ બીચમે આયકે સાબીત રહ્યા ન કોઇ
આરે પારે જો રહા ઝીણા પીસે સોઇ
ખૂટ પકડકે જો રહે ઉસકો પીસ સકે ના કોઇ

૩ રાહ=રસ્તો ૪ કદ=આકાર, શરીરનો બાંધો ૫ સમાધી સંબધી આ ભજન છે ૬ પીર=ગુરૂ ૭ મુરશદ=આચાર્ય, પીર ૮ ઇંગલા=જ્યારે ડાબી નાસિકામાથી સ્વર નીકળે ત્યારે ઇડા અથવા ચંદ્ર નાડી પણ કહેવાય છે ૯ પીંગલા=જ્યારે સ્વર જમણી નાસિકામાથી નીકળે ત્યારે પીંગલા અથવા સુર્યનાડી કહેવાય છે ૧૦ સુખમણુ=(સુષુમણા) જ્યારે બન્ને નાસિકામાથી સાથે શ્વાસ નીકળે ત્યારે સુખમણ નાડી કહેવાય છે.

નવ મારગ તો બધકર બેઠે દસમી ખૂલ ગઇ બારીરે હેજી
શોમ શિખર ગઢ ચઢકર સહેલ કર પ્રેમકા ભોજન પાવે એક ૩
સારી રાતભર સોવે તુ પ્રાણી બહોત પેટભર ખાવેરે હેજી
કાજી અનવર જીત ગયા જુગ બીસ્મીલ તો શબ્દ સુનાવે એક ૪

## ભજન ૧૬

### નુકતેને ગેન બનાયાજી[૨]

એન ગેનકા એક આકાર હે નુકતેને ગેન બનાયાજી
નુકતા મીટ ગયા ઓહી એન હે દુસરા કહાસે આયાજી ટેક

---

૧ શિખર=બ્રહ્માંડરૂપ શિખર ૨ આત્મજ્ઞાન વિષે આ કાવ્ય છે આ ભજનનો ભાવાર્થ નીચે પ્રમાણે છે એન (ع) અને ગેન (غ) એ બે અરબી અક્ષરો છે તેઓ બને દેખાવમા સરખાજ માલમ પડે છે પરતુ એન કરતા ગેનપર એક મીડુ વધારે છે એનનો અર્થ ખુદ, પોતે, ખાસ, એવો થાય છે એટલે શરીર સિવાયની વસ્તુ આત્મા, પરમાત્મા અને ગેનનો અર્થ બીજો પારકો એવો થાય છે એટલે આત્મા પરમાત્મા સિવાયની વસ્તુ શરીર, પુદ્‌ગલ, વિગેરે અર્થાત માણુસ પરમાત્માથી જુદો નથી, આત્મા એજ પરમાત્મા છે પરતુ ભ્રમણાઓ અને વાસનાઓ રૂપી નુકતા (મીડુ) લાગવાથીજ તું એન (આત્મા) હોવા છતા ગેન (શરીર) થઇ ગયો છે જો તુ શરીરથી આત્માને જુદો કરીશ, તો તને ખબર પડશે કે તુ જે જડ કાયાને અમર સમજી હુછુ એવુ ધારતો હતો તેતો કંઇ પણ નથી પરતું હુતો પરમાત્માનોજ ભાગ છુ એવુ તારી સમજમાં આવશે આવી સમજ એન અને ગેન ઉપરથી આ કાવ્યમા રચનારે સમજાવી છે અનવર કાવ્યમા કાજી અનવર સાહેબ કહે છે કે—

( દોહરા )

જ્ઞાની તુજમે દુડતુ જાત તેરી પેહચાન,
મોટા નુકતા દુર કર એનકી તુજકો જાન

ધીરે ભક્તને કહા કીરતનમે તરણેને ડુગર છુપાયારે હેજી
સચ્ચી બાતહે જૂઠ જરા નહીં, સાક્ષી ખાતર સુનાયા એન ૧
ગુરૂકે કહેપર ધ્યાન લગાવે, જીવત મુક્તિ પાવેરે હેજી
જગમ, સ્થાવર, જીવ, જીનાવર, સબમે સાયા સમાયા એન. ૨
કાશી જાવે, ગગા નહાવે, શાસ્ત્ર વેદ ભણાવેરે હેજી
બ્રહ્મજ્ઞાની[1] ગુરૂબિના એ આતમ નહી ઓલખાયા એન ૩
સો સો કોસમે અનવર સરખા મુઝે નજર નહીં આયારે હેજી
બીસ્મીલ કહે ગુરૂ જ્ઞાની ચરણે કદમુમે શિષ નમાયા એન ૪

## ભજન ૧૭

### પ્રેમ વિના પીયુ નહીં પાવેજી[3]

સાહેબ સમરો પ્રેમ બડાવો, પ્રેમ વિના પીયુ નહી પાવેરે જી
દુનિયાકા એક જરરા ઇશ્કહે તોપણ શિષ કટાવે ટેક
દુનિયા ભીતર ફીરે દીવાને, મેરા મેરા કર મરજાવેરે હેજી
કેઇ કહોરા કાટ લેવે સબ અગ્નિમેં ફુક જલાવે સાહેબ ૧
સગા સબધો જેસા સપના, વિચાર કરો કોઇની અપનારે હેજી
ચેતન આત્મા નીકલ ચલેગા હાડ માસ સુક જાવે સાહેબ ૨
ગુરૂકા રૂતબા બહોત બડાહે, ગુરૂકુ શિષ નમાવોરે હેજી
ગુરૂવિના નહીં ગોવિદ મીલતા શાસ્ત્ર યુ ફરમાવે સાહેબ ૩
માકે પેટસે પેદા હુવા તું નામ નથા લે આયારે હેજી
માતપિતાને નામ ધરાય. મુલ્લાં મુલ્લાં કહાવે સાહેબ ૪

---

૧ બ્રહ્મજ્ઞાની=બ્રહ્મને જાણનાર ૨ કદમ=પગ, ચરણ ૩ પ્રેમ પ્રાપ્તિ સાથે આત્મજ્ઞાન મેળવના મનને ઉપદેશ છે ૪ ઇશ્ક=પ્રેમ ૫ રૂતબા=હોદ્દો, મરતબો

## ભજન ૧૮

### તુ સાહેબકા ખાસ બદા[1]

તુ સાહેબકા ખાસ બદા હરદમ મુખમે બોલ હરિ
પાણીકી પેદાશ બનીહે માનખા જનમ ના આવે ફરી. ટેક
ઉપર ઉજલા માહી અધારા, પ્રગટ દીપક સારરે હેજી
આ કાયાકા નહીં ભરોસા એક દીન જાવે મરી તુ સાહેબ ૧
જયું ગધા કીચડમે ફરતા જોર કરે માહી જાવેરે હેજી
એસા તુ દુનિયામેં ફરતા બિચાર કર મનમે જરી તું સાહેબ. ૨
ભુલા પડ તું યહા ભટકતા યહા કહેતા ઘર મેરારે હેજી
ગુરૂ કરેતો ઘર મીલેગા, ભવસાગર જાવે તરી તુ સાહેબ ૩
સાહેબ નામકા સચ્ચા નાણા, દોઇ મારગ વરતાણા[2]રે હેજી
સાચા સોદાગર વણજ[3] કરલે હોય મોટા વહેપારી તુ સાહેબ ૪
**બીસ્મીલ** બોલા સુનો એ સતો સબ દાસુકા દાસહેરે હેજી
ગુરૂ જ્ઞાનીકુ શિષ નમાવુ પાપ કાપો કીરપા કરી તુ સાહેબ ૫

## ભજન ૧૯

### ધરણ ચાલે પનહારીરેજી[4]

આદમી થઇ તુ ફરે અજાણ્યો ધરણ ચાલે પનહારીરે હેજી
બેડીલા ઉપર સુરતા રાખે તેની બુદ્ધિની બલિહારી ટેક
સુરતીથી વહેપાર વધે છે સુરતીથી થયા મોટા ઋષીરે હેજી
સુરતીથી સસાર ચાલે છે માનીલો સતો વાત ખરી આદમી ૧

---

૧ ભક્તિ કરવા વિષે ભજન છે ૨ વરતાણા=ચાલે, પુણ્યરૂપી પૈસો આલોક તથા પરલોક બન્નેમા કામ સારે છે ૩ વણજ=વેપાર. ૪ સુરતીની મહીમા વિષે ભજન છે જુઓ ભજન આદની ટીકા. સુરતીના સબધમાં કોઇએ કહ્યુ છે કે —

નટડી દોરપર ચાલે સુરીજન લોક જાણે હવે શુ થાશેરે હેજી
સુરતીથી તે ચાલી જાય છે મનમા જુઓને વિચારી આદમી ૨
જેમ બિલાડો ઉંદરપર તાકે તેમ કીડાની થાય ભમરીરે હેજી
જ્યારે શિકારી બંદુક ફોડે સુરતા રાખે છે એક કરી આદમી ૩
બિસ્મીલ તો છે બાળક જેવો બહુ પાપીને બહુ અપરાધી[1]રે હેજી
ગુરૂ જ્ઞાની સંભાળી લેજો જગો ચરણમા કરો મારી આદમી ૪

## ભજન ૨૦

### બીજો નજર નહી આવેરે હેજી[2]

જ્ઞાન ચક્ષુ[3]થી જોને પીયુને બીજો નજર નહી આવે રેહેજી
આંખો છે પણ ફરે આંધળો દર્શન ગુરૂજી કરાવે ટેક
અમૃત પ્યાલો ગુરૂજીએ પાયો, પ્રીતમ નજરો નજર આયોરે હેજી
આભવ તરશો ફેર ના મરશો પાપથી તને છોડાવે જ્ઞાન. ૧
ગુરૂના કહેવાપર ચેલો ન ચાલે, કયાથી સ્વર્ગમા જઇ મહાલેરે હેજી
આકરો ને ઘણો અજાણ્યો મારગ છે જોયાવિના કયા જાવે જ્ઞાન ૨

---

( કુડળીયા )

લગની લાગી નામકી ધયો સુરતકો ધ્યાન,
અખંડ અજવાલા હોઇ રહ્યા નરત ચઢા અસ્માન;
નરત ચઢયો અસ્માન શ્યામકા દર્શન પાયા
ભેટયા જ્યા ભગવાન નિરંજન નજરે આયા,
કયે છે હેમાનંદ જ્ઞાનીકી ગુરૂગમ જાગી,
ધયો સુરતકો ધ્યાન નામકી લગની લાગી

૧ અપરાધી=ગુન્હેગાર ૨ આ ભજન આત્મજ્ઞાન વિષે છે તેમ મનને બોધ આપ્યો છે ચર્મચક્ષુથી જોતા બધી વસ્તુઓ જોકે જુદી દેખાય છે પણ જ્ઞાન ચક્ષુથી જોતા આત્મા પરમાત્મા સિવાય બીજુ કંઈ દેખાતુ નથી એવો આ કાવ્યનો ભાવાર્થ છે ૩ ચક્ષુ=આંખ.

પલ પલમા તુ સાહેબ સમરને કુડ કપટ મન ના ધરેનેરે હેજી
આ લાહાવો તારે લેવાય તો લઈલે ફેર મનખો નહીં આવે જ્ઞાન ૩
બીસ્મીલ તો દાસ જ્ઞાની તણો છે ગરૂજીને શિષ નમાવેરે હેજી
સદ્ગુરૂ વિનાતો સૌ જુગ ખોટો પોતાનુ મન સમજાવે જ્ઞાન ૪

## ભજન ૨૧

### કલમા પડે બિના મુક્તિ ના પાવે[1]

કલમા પડે બિના મુકિત ના પાવેજી
હરે એતો કાલક[2] સબ કટ જાવેજી ટેક
મોક્ષકા મારગહે કલમેકી કુચીજી
હરે વોતો નરૂં નજરૂ વરતાવેજી કલમા. ૧
કલમે બિનાતો રગ કીસકો ના લાગેજી
હરે એતો શાસ્ત્ર વેદ ભણાવેજી કલમા ૨
કલમેકી કલતો કોઈ વિરલા જ જાણેજી
હરે વોતો ગુરૂવિના ગમ[5] નહી આવેજી કલમા ૩

---

૧ આ ભજનમા મુસલમાનોનો મૂળ મત્ર કલમાનો મહીમા વર્ણવ્યો છે. કલમો એ મુસલમાની ધર્મનો ખાસ સ્થભ છે કલમા માટે કબીર સાહેબ કહે છે કે —

( દોહરો )

કલમા કહું તો કલ પડે બિન કલમે કલ નાહી,
જો ખોલ દેખા ઇસ કલમેકા તો કનકે કલમેં માહી

૨ કાલક=કાળાશ ૩ નૂર=બ્રહ્મતેજ ૪ વિરલા=વિર પુરૂષો, જ્ઞાની નરો ગમ=સમજ

સોહંગ શબ્દકી જીને સડક બનાઈજી
હરે વોતો અગમપંથ[1] હોજાવેજી કલમા ૪
જ્ઞાની પરતાપે દાસ બિસ્મીલતો બોલેજી
હરે વોતો સમજ સમજ સમજાવેજી કલમા ૫

## ભજન ૨૨

### કલમા પઢાયા મુઝે કુંચી બતાઇજી[2]

કલમા પઢાયા મુઝે કુંચી બતાઇજી
હરે મેતો તાલા ખોલાને મણિ પાઈ ટેક
મેલીહે ગોદડી તેરી સાબુ નહી લાગા જી
હરે એતો કયુ કર હોવે ઉજલી કલમા ૧
પ્રેમ પીયાલા મેરે ગુરૂજીએ પાયાજી
હરે મેરી ચુંદડી રંગમેં રંગાઇ કલમા ૨
મનકુ તો ના રંગા તુને તનપંતો રંગાજી
હરે તેને ચોખુંટ[3] ધુણીયા ધખાઇ કલમા ૩
તપસીરે બનકર તુને તનકો સુકાયાજી
હરે તેને ગુરૂજીકી સેવા કરી નાહી કલમા ૪
સેવા કરેસેં સાધુ મીલતાહે મેવાજી[4]
હરે મેતો સચ્ચીહે બાત સુનાઇ કલમા. ૫
બીસ્મીલ તો બોલા ખરી વસ્તુહે છાનીજી
હરે એતો ગુરૂજીકે હૃદયકે માહી કલમા. ૬

---

૧ અગમ પંથ=નજરમા ના આવે તેવો પંથ ૨ જુઓ ભજન. ૨૧ ની ટીકા ૩ ચોખુંટ=ચારે બાજુ, ચોતરફ ૪ મેવા=બ્રહ્મરૂપ મેવો.

## ભજન ૨૩

### કોણ કાયામે આયાજી[1]

ઓલખોને આતમ કોણ કાયામે આયાજી
હરે એતો ઘટ પરઘટમે સમાયા ટેક
પંચરંગી[2] તો પીયા મહેલ[3] બનાયાજી
હરે એતો રંગ કુદરતકા લગાયા ઓલખો ૧
આરે નગરમે[4] એક અનમોલ[5] હીરાજી[6]
હરે એતો ખોજા સો નગ પાયા ઓલખો ૨
બીના આધારે સાધુ હીંડોલા બાંધેજી
હરે એતો ગુરૂરે જ્ઞાનીને બતાયા ઓલખો ૩
જે ઘર બસ્તી સાધુ તે ઘર દીવાજી
હરે એતો ભૂલા પડાને ભટકાયા ઓલખો ૪
સબ દાસુકા દાસ **બીસ્મીલ** તો બોલેજી
હરે એતો ગુરૂરે જ્ઞાનીને સમજાયા ઓલખો ૫

## ભજન ૨૪

### જ્ઞાન કબાન ચઢાઇ[7]

ગુરૂ મેરે જ્ઞાન કબાન ચઢાઈજી
હરે એતો તન મન ભૂલ્યો મેરે ભાઈ એ ટેક

---

૧ આત્મજ્ઞાન સંબંધી ભજન છે ૨ પંચરંગી=પાંચ તત્વો પૃથ્વી, જળ, પવન, અગ્નિ અને આકાશ, એ પાંચ તત્વોરૂપી રંગ ૩ મહેલ=શરીરરૂપી મહેલ ૪ નગર=શરીરરૂપ નગર ૫ અનમોલ=અમુલ્ય, જેની કીમત થાય નહી તેવો ૬ હીરા=આત્મારૂપી હીરો ૭ આ ભજનમા સમાધી સ્વરૂપ વર્ણવવામાં આવ્યુ છે

પાચ પચીસ[1] ચોર બસ્તીમેં બસ્તેજી
હરે એનો બીચ ખડક[2] દો ધારી ગુરૂ મેરે ૧
મુવે મેવાસી[3] પીછે ભે સબ ભાગાજી
હરે વોતો સુરત[5] નુરત[6] સમજાઈ ગુરૂ મેરે ૨
હર હરદમ ચલે જાપ અજપાજી
હરે એનો ત્રવેણી નાદ સુણાઇ ગુરૂ મેરે ૩
શાસ્ત્ર પુરાણુ સબ સચ્ચાકર માનોજી
હરે એનો ગુરૂ બિના નહી સમજાઈ ગુરૂ મેરે ૪
જ્ઞાનીકા સેવક એક બીસ્મીલ બોલેજી
હરે એનો છોડ દે માન બડાઇ ગુરૂ મેરે ૫

## ભજન ૨૫

### ખેલમે ખોયાજી[8]

તે અવસર તેરા ખેલમે ખોયાજી
બુઢાપા[9] આયા અબતક કયા સોયા? એ ટેક

---

૧ પાચ પચીસ ચોર=પાચ તત્વના દરેકના પાચ પાચ ગુણ એ પ્રમાણે પચીસ ચોર પૃથ્વીના ગુણ=હાડકા, માસ, ચામડી, રગ અને વાળ, પાણીના ગુણ=વિર્ય, મૂત્ર, થુક, પરસેવો અને લોહી વાયુના ગુણ=ચાલવુ, દોડવુ, પાછુ વળવું, લાંબુ થવુ અને ટુંકુ થવુ આકાશના ગુણ=કામ, ક્રોધ, શોક, મોહ અને ભય એ પ્રમાણે પાચ તત્વના પાચ પાચ મળી પચીસ ગુણ છે ૨ ખડક=તરવાર (જ્ઞાનરૂપી તરવાર) ૩ મેવાસી=કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એમને આ ઠેકાણે મેવાસીરૂપે કલ્પ્યા છે ૪ ભે=બીક ૫ સુરત=ધ્યાનમા બેસી દીર્ઘદૃષ્ટીનુ મસ્તકમા જવુ ૬ નુરત=સુરતને ઠરવાનુ સ્થાન ૭ ત્રવેણી=બે ભમરો વચ્ચેની જગા ૮ મનને ઉપદેશ આપ્યો છે ૯ બુઢાપા=ઘડપણ

સરપર જટા અંગ ભભુત લગાયાજી
હરે દાગ[1] દીલકાર તો તેના ધોયા તે અવસર ૧

નાહ્ય ધોયને કરે તુતો ચતરાઇજી
હરે એનો ડહાપણુમે જનમતે ખોયા તે અવસર ૨

હાડ માસકી ગદી હે આ કાયાજી
હરે જાલમે માયાકી તું કયા મોહ્યા તે અવસર ૩

દાઇ[3] માદર[4]ભી દૂધ નહી દેતીજી
હરે એનો બચ્ચા[5] જબતક નહી રોયા તે અવસર ૪

દાસ સુલ્લાં તો એસા વેણ[6] બોલાજી
હરે મેતો પ્રીતમજી સંગ ચીત્ત પ્રોયા[7] તે અવસર ૫

---

## ભજન. ૨૬

ગરૂ કરલેને તુ ઘેલાજી[8]

બ્રહ્મ જ્ઞાની ગુરૂ કરલેને તુ [9]ઘેલાજી
હરે એતો ગુરૂ વિના નહીં પાવેલા એ—ટેક

---

૧ દાગ=કાળક.જ ૨ દીલ=મન ૩ દાઇ=દૂધ પાનાર સ્ત્રી ૪ મે માદર=માતા, મા ૫ બચ્ચા=નાનુ બાળક ૬ વેણ=શબ્દ, વચન ૭ પ્રોયા=પરોવ્યુ, લગાવ્યુ ૮ આ કાવ્ય સમાધી સમ ધીનું છે ૯ ઘેલા=માયારૂપી સુરા પીને બેભાન થયેલો, માયામા ફસાઇ રહેલો

ઓહંગ સોહંગકી દોરીહે ખાસીજી[1]
હરે એતો જાપ અજપા જપેલા બ્રહ્મ ૧
નાભી કમળસે જીને નાવ[2] ચલાઇજી
હરે એતો ભવસાગર પાર પહોચેલા બ્રહ્મ ૨
શિખર[3] ભીતર એક અનહદ બાજા બાજેજી
હરે એતો બાદલ[4] સરખા ગાજેલા બ્રહ્મ ૩
નવ મારગ[5] જે કોઈ બંધકર બેઠેજી
હરે એતો દસમા દવાર ઉઘડેલા બ્રહ્મ ૪
અગમપ થકે મારગ દાસ બીસ્મીલ તો જાતાજી
હરે એતો ગુરૂરે જ્ઞાનીકા હે ચેલા બ્રહ્મ ૫

## ભજન. ૨૭

### નોબત બાજેજી[6]

જાંગડ જાગડ દાતા નોબત બાજેજી
હરે એતો ગેબી[7] અવાજે માહી ગાજેજી એ ટેક
ઇગલાને પિંગલા દાતા સુખમણા[8] આવેજી
હરે એતો રણુકાર રણુકાવે જાગડ ૧

---

૧ ઓહંગ સોહંગ=શ્વાસોશ્વાસ, પાસઅનફ્રામ, અજપાજાપ ૨ નાવ=નાવડી, હોડી ૩ શિખર=મસ્તકરૂપ શિખર ૪ બાદલ=વાદળની ગર્જના. ૫ નવ મારગ=જુઓ ભજન પાચની ટીકા ૬ સમાધીનું ભજન છે, અનહદ નાદની સમજ આપી છે અનહદ નાદ દસ છે. તે નીચે પ્રમાણે —૧ ચીણીચીણી પ્રથમ ૨ ચીણીચીણી ૩ ઘંટનાદ ૪ શંખનાદ. ૫ તંત્રીનાદ ૬ તાલનાદ ૭ વેણુનાદ ભેરીનાદ ૯ મૃદંગનાદ ૧૦ મેઘનાદ ૭ નોબત=નગારૂ ( અનહદ નાદરૂપી નોબત ) ૮ ઇગલા પીંગલાને સુખમણા=એ નાડીઓના નામ છે, જુઓ ભજન પંદરની ટીકા.

જાય અજ પા દાના હરદમહે ચલતાજી
હરે એનો ઉપર જાતાને નીચે વલના જા ગડ ૨
ઉલટ સમાવે[1] દાતા આપકુ[2] જાણેજી
હરે એતો જ્ઞાની પુરૂષ મોજ માણે જા ગડ ૩
નવ મારગને દાતા દસમી હે બારીજી
હરે એતો દોરે ચઢીહે નટડી ન્યારી જા ગડ ૪
દાસ **બીસ્મીલ** તો દાતા મોજમે આયાજી
હરે એતો સમજ સમજ સમજાયા જા ગડ ૫

## ભજન ૨૮

### સાહેબ રમતાજી[3]

શિખલ વનમે[4] સાહેબ રમતાજી
હરે એનો રમતારે રમતા રમતાજી એ ટેક
તેરી લીલાતો સાહેબ લીખી ના જાવેજી
હરે કોઇ અપાસીને કોઈ જમતા શિખલ ૧
કોઈ તો મકકે જાવે કોઇ જાવે કાશીજી
હરે એતો મન માને વા નમતા શિખલ. ૨
કારીગરી તેરી કોઇ ના જાણેજી
હરે એતો લાગી ધમણુને ધમતા શિખલ ૩

---

૧ ઉલટ સમાવે=મનની બાહ્ય ભમતી વૃત્તીઓને કબજે કરી પોતાનામા સમાઇ દેવી. ૨ આપકુ જાણે=કહ્યુ છે કે —

( શએર )

મન અરદસેં જમકે ગાફીલ હોગયા, પમ હુવા લાઝીમ ઉસે ખર બોલના

૩ પરમેશ્વરની અકળીત લીલાની પ્રશસા કરી છે. ૪ શિખલવન =આખી દુનિયા —

એસા સાબીર[૧] મેરે દેખમે ના આયાજી
હરે એતો સહન કરેને સગ ખમતા  શિખલ ૪
સમ દાસુકા દાસ બીસ્મીલ તો બોલેજી
હરે મે તો ગુરૂ જ્ઞાનીકુ ગમતા  શિખલ ૫

## ભજન ૨૯

### જીવનમુક્તિ પાયગા[૨]

મનપવનકો રોક પ્રાણી જીવનમુક્તિ પાયગા
ગુરૂ બિના રસ્તા કઠણ હે બિન દેખે કહા જાયગા ?  ટેક
લડકા[૩] લડકી[૪] ભણને જાવે મહેતાજી ભણવાયગા
કક્કા ભણકે પદ ભણાવે પડીત વો કહેલાયગા  મન ૧
સ્વર્ગમે નહી હાટ બનીયા વહા ગયે કયા ખાયગા
ભાતા[૫] તેરે સાથ લે ચલ યહા સુકૃત મીલ જાયગા  મન ૨
ગુરૂ શરીરકા રોગ નીકાલે ચદન દેહ બનાયગા
સ્વર્ગકી વો સીડી દેવે સ્વર્ગમે પહોચાયગા  મન ૩
સબ દાસુંકા દાસ હે બીસ્મીલ એસા શબ્દ સુનાયગા
સીડી બિના નહી પહોચે સ્વર્ગમે ગુરૂજી પહોચાયગા  મન ૪

---

૧ સાબીર=સહન કરવાવાળો, સબુરી કરનાવાળો ૨ ગુરૂ વિના કાંઇ પણ કામ પાર પડી શકતું નથી નાના બાળક હેય તેમનાથી મહેતાજીના ભણાવ્યા વગર પડીત થવાતું નથી તેવીજ રીતે ગુરૂ વિના જ્ઞાની થવાતું નથી. ૩ લડકા=છોકરો ૪ લડકી=છોકરી ૫ ભાતા=પુણ્યરૂપી ભાતું. ૬ રોગ=કામ ક્રોધ, મોહરૂપી રોગ ૭ સીડી=નિસરણી

## ભજન ૩૦

### ભજન કરે ભગવાનકા[1]

ભજન કરલે ભજન કરલે ભજન કર ભગવાનકા
તુ સમજતા અમર રહુગા નહી ભરોમા જાનકા[2] એ ટેક
પાણીકી પેદાશ તેરી પરપોટા ફુટ જાયગા
ચદન સરખી દેહ તુમારી સમજલે તુ સાનકા ભજન ૧
ત્રીયા[4] રોવે તીન દીન સગા સબધી રોયગા
તુજકો જગલમે લેજાવે રહેવાસી મેદાનકા ભજન ૨
જુઠી કાયા જુઠી માયા સબ પડા રહે જાયગા
એક દીન ઉઠકર ચલેગા રખ દીકાના ભાનકા ભજન ૩
**બીસમીલ** તેરા દાસ હેગા જહાં ખેચે વહા જાયગા
સાથ કલમે કે ઉઠાલે અર્જહે ઈમાનકા ભજન ૪

## ભજન ૩૧

### સ્મરણ કરલે થારા પ્રેમની[5]

આરે કાયારો નહી વિશ્વાસો, મારી વહેલી, સ્મરણ કરીલેથારા પ્રેમની ટેક
સસાર સારો, પ્રાણી નહી કોઈ થારો, કાલ કપટને તુમાર મારી ૧
ગગનમા ગાજે ઘણી મારો પવનમા વાજે લીલા છે અપરમપાર મારી ૨

---

૧ મનને ભજન કરવા સબધી ઉપદેશ આપ્યો છે ૨ જાન=જીવ ૩ સાન=ઇસારો, એધાણ ૪ ત્રીયા=બાયડી ૫ ભક્તિ કરવા સબંધી ઉપદેશ આપ્યો છે ભાષા ગુર્જર મારવાડી છે. ૬ વહેલી=કાયા, શરીર

ખોજ કરી લે કાયા તારી પ્રાણી જાવુ ધણીરા દરબાર મારી ૩
કાચો છે ડેરો પ્રાણી ઘોર અંધેરો પ્રગટ દીપકને તુ સાર મારી ૪
અરજુ બીસ્મીલ ઘણી, લીલા તુમારી, બુડી નાવડીઓ તુ તાર મા ૫

## ભજન ૩૨

(રાગ માતમ)

### આરે નગર નહી તારો[1]

હંસા રાજા આરે નગર નહીં તારો. એ ટેક
આરે નગર નહીં તારો મને સંસાર લાગે છે ખારો હંસા. ૧
કાચારે રંગમા તુ શું રંગેરે! તારો રંગ છે ન્યારો હંસા ૨
ભુલવણીમા ભુલી ગયોરે ઉતરવાનો એ આરો હંસા ૩
લોભ લાલચને મોટ ઇમારે કુડ કપટને તો કાઢો હંસા ૪
સુરા થઇ ધઢ ઘેરવુ રે કાયર થઇ કેમ હારો? હંસા ૫
સુખીયો સંત કોઇ થઇ ગયોરે દુઃખીઓ સંસાર સારો હંસા. ૬
બીસ્મીલ કહે ગુરૂ અનવર ચરણે એક સાહેબ મન ધારો હંસા.૭

## ભજન ૩૩

### રંગ કુદરતકા છાયા[3]

રંગ કુદરતકા છાયા, કોટડીમે, રંગ કુદરતકા છાયા એ ટેક.
હરે રંગપર હેત હમારા પીલે ને બલ આયા,
સીયા રંગકે સબમે મે હુ લાલીમેં લપટાયા કોટડી. ૧
સુફેદ રંગ કુદરતકા હેગા બહોત સુફેદી લાયા,
પચરંગી તેરી બની કોટડી પીયુને ખાસ બસાયા. કોટડી ૨

---

૧ દેહ અને જીવને કંઇ સંબંધ નથી જેવી રીતે પખી માળો ગુંથી ઉડી જાય છે અને માળો ખાલી પડયો રહે છે તેવી રીતે આત્મારૂપી પખી દેહરૂપી માળાને મુકી ચાલ્યો જાય છે ૨ હંસારાજા=આત્મા ૩ આ ભજનની ટીકા રચનાર મરહુમ મુલ્લાખારેએ પોતેજ લખાવેલી હોવાથી તેમના લખાવ્યા મુજબ નીચે પ્રમાણે અક્ષરે અક્ષર છપાવવામાં આવ્યા છે.

તાલ પખાવજ ખજરી[1] બાજે ઢોલકને ભીરમાયા,
અલએલા એક તારા બાજે ઠીલ તુગરૂકા[2] જલાયા કોટડી ૩
કહીતો દરદી કહીં દીવાને જો આયા સુખ પાયા,
હાથી ઘોડે ચલે પવનસે દેખ દીપક લલચાયા કોટડી ૪
હાર ફુલ ઓર ગજરે શોભતે તુરરા કર લટકાયા,
જો દેખેસો ખુશી હો જાવે ફૂલ ગુલાબી લગાય કોટડી ૫
પ્રેમ પીયાલા ગુરૂજીને પાયા જ્ઞાન ધ્યાન સમજાયા,
કાજી મુલ્લાં રહો ખુશીમે પરવીન[3] ને ગુણ ગાયા કોટડી ૬

---

વિવેચન—આ ભજન કાયારૂપી કોટડી ઉપર બનાવલુ છે, તેનુ થોડુએક વિવેચન કરવામા આવ્યુ છે નાભીકમળનો રગ પીળો છે, હૃદયકમળનો રગ ભજનમા હરો લખ્યો છે તે લીલો છે ડાબી બાજુની ધાઇના નીચે કમળ છે, તેનુ સ્વરૂપ કમળ જેવુ છે તેનો રગ રાતો છે, કે જેને ભજનમા લાલ રગ તરીકે ઓળખાવવામા આવ્યો છે જમણી બાજુની ધાઇની નીચે કમળ છે, તેનો રગ સફેદ એટલે ધોળો છે જે ઘરમા દીવો પ્રગટ થયો નથી તે ઘરમા અધારૂજ છે, તેથીજ કાળો રગ લખવામા આવ્યો છે કેમકે દેવતા બળે છે, તે વખતે તેનો રગ જુદો હોય છે, અને દેવતા હોલવાયા પછી દેવતા એટલે કોયલો કાળોજ થઇ જાય છે એવા ઘણાજ દાખલા છે કે આખની પૂતળીમા કાળક ન હોય તો કેવી દેખાય ? એવીજ રીતે ભવો, માથાના વાળ, એ સર્વે કાળાજ છે, તેથી કાળક સૌમા મળેલીજ છે આ કાયા કોટડી પાંચ વસ્તુની બનેલી છે, માટીનો રગ પીળો છે, વાયુનો રગ લીલો છે, અગ્નિનો રગ કાળો છે, અને પાણીનો રગ લાલ છે, તેજનો રગ કઇ કહેવાની જરૂર નથી આ ભજનમા તાલ, પખાવજ, ઢોલક, વગેરે લખેલા છે, તેનો સમાવેશ અનહદ નાદમા થાય છે

૧ ખજરી=એક જાતનુ વાજુ. ૨ નુગરા=ગુરૂ વિનાના. ૩ પરવીન=જુઓ ભજન ૪૨ ની ટીકા.

## ભજન ૩૪.

### ગુરૂતેરી નિરાકાર ગતન્યારી[1]

નિરાકાર ગત ન્યારી, ગુરૂ તેરી, નિરાકાર ગત ન્યારી એ ટેક
ઓહી પુરૂષને ખેલ રચાયો, ગુરૂને જ્ઞાન બતાયોરે હોજી,
ઉલટ સુલટકો ભેદ જો પાયો, તેરી કલા બલહારી ગુરૂ ૧
પરબત હોય ગુરૂ પાણી કરદે, પાણી પરબત હોવેરે હોજી,
સુકે પાથરમે મોજ ચઢાવે, જો તેના મનમા ધારી ગુરૂ ૨
એક પલમે તુને જુગત બનાઈ, કુદરત તેરી રચાઇરે હોજી,
વણ થભે આકાશ ખડા હે, જોયુ મે તો મનમા વિચારી ગુરૂ ૩
ચદ્રમા, સુરજ, ને સર્વે તારા, જીવ જનાવર સારારે હોજી,
તેરે હુકમસે મુખના[2] મોડે, કુદરત હે બલહારી ગુરૂ ૪
આ માર્ગમે સુરા[3] જાવે અધુરા પાર ના પાવેરે હોજી,
બીરમીલ કહે ગુરૂજ્ઞાની મીલીયા, ડુબતી નાવડી તારી ગુરૂ. ૫

## ભજન ૩૫.

### રચના ખૂબ રચાઇ[4]

રચના ખૂબ રચાઈ, માલીક મેરે રચના ખૂબ રચાઇરે હોજી એ ટેક

---

૧ આ ભજનમા ગુરૂની પ્રશંસા કરી છે ગુરૂનો મહીમા વર્ણવતા તુળસીદાસ કહે છે કે –

( દોહરા )

ગુરૂ ગોવિદ દોનુ ખડે મે કીસકે લાગુ પાય,
બલહારી ગુરૂ દેવકી જીને ગોવિદ દીયે બતાય

૨ મુખ=મો ૩ સુરા=કામ, ક્રોધ, મોહ, એવા શત્રુઓને જેણે જીત્યા છે તેવા બહાદુર ૪ આ ભજનમા નિરજન નિરાકાર પરમેશ્વરની સર્વ વ્યાપકતા બતાવી તેની અગાધ રચનાની પ્રશસા કરવામા આવી છે.

તુહી ચલતા તુંહીં સાયા હુલતાહે, તુંને એ જુક્તિ જમાઈરે હોજી,
ઘટ પરઘટમે તેરાહે વાસા, તુને એ સાન સુણાઈ માલીક ૧
જલ માટીકી મુરત બનાઈ, પવનમાહી પધરાઈરે હોજી
તન મનમે સાયા[1] તુંહી છુપાહે, તેરી કલા ના કલાઈ માલીક ૨
નામ ધરાયા, નગર બસાયા, બસ્તી બબ બસાઇરે હોજી,
કોઈ સોદાગર સોદા કરલે, કોઇને તો મુડીયા ગમાઇ માલીક ૩
કહી અધેરા કહીં ઉજાલા જલપર માટી જમાઇરેહોજી,
બીન આધારે આભામડલ, સુરજજોત[3] લગાઇ માલીક ૪
કહીં નિદમે કહીં જાગતા, કહી માન માયાને મોટાઇરે હોજી,
**બીરમીલ** કહે કોઇ ગગનમહેલમે જ્ઞાનીસે ગત પાઈ માલીક ૫

## ભજન ૩૬.

(હેલારી)

### મોહનજીરે અમને માયા લગાડી[4].

મોહનજીરે અમને માયા લગાડી મેલી ગયા નિરધારરે[5] એ ટેક.
હવે તે વહાલા અમને ઘરના ગમે છે સુની લાગે છે સસાર મોહન ૧

---

કવિ દલપતરામ કહે છે કે —

( દોહરા )

આસપાસ આકાશમા અતરમા આભાસ,
ઘાસ ચાસની પાસ પણ વિશ્વપતિનો વાસ,
ગુણ તારા ગાતા કદી ઠેઠ ન આવે ઠામ,
અલ્પ બુદ્ધિ શુ ઓચરે રચીને દલપતરામ

૧ સાયા=પરમેશ્વર ૨ ખૂબ=ઘણી, અગાધ, ૩ જોત=પ્રકાશ, તેજ
૪ ભક્તિ શૃગારરસનુ ભજન છે ઘાયલ પ્રેમીના વિગોગ દુખના ઉદ્ગાર
છે ૫ નીરધાર=આધાર વગર

પ્રથમ જાણુતી તો પ્રીત ના કરતી માયા લગાડી મન માર મોહન ૨
અતિશે [1]અવગુણ મુજ અબળાના ગુણનો તમારા નહીંપાર મોહન ૩
મેલી કરીને મને સ્વામી સીધાવીયા દરની દીવાની થઇ નાર મોહન. ૪
દેખા વિનાતો મારી દેહ[2] ઘણી દાઝે જોયા તમારા દીદાર મોહન. ૫
મોજમે[4] રહેણુ મુજ્જાં સાચા સમરના અદલ ધણીનો[5] આધાર મોહન. ૬

## ભજન. ૩૭

### જાઉં વારી તારી છબ ન્યારી.[6]

જાઉ વારી, તારી છબ ન્યારી, મારા શ્યામલીયા ગીરધારીરે એ ટેક
પ્રેમ કરીને વહાલે પ્રીત જો કીધો મેલી ગયા છે મોહન ન્યારી મારા. ૧
દઇને દીલાસા વહાલા દુર ગયા છે સુદ્ધી ના લીધી સ્વામી મારી મારા. ૨
પ્રેમ પીડાથી વહાલા દેહ ઘણી દાઝે તમો જીત્યાનેહુ તો સ્વામી હારી મા. ૩
જુગલ[8] કર[9] જોડી બીસ્મીલ અરજ કરેછે તીરલાગ્યોછે તનમા કારી.મા.૪

## ભજન ૩૮

### મુખડુ જોઇને મોહીરે [11]

(મોહન તારા મુખડાની માયા લાગીરે એ રાહ)

મુખડુ જોઇને મોહીરે રંગીલા તારૂ એ ટેક.
મુખડુ જોઇને મોહી, રાતલડી કાઢી રોઈ,
શુદ્ધ શરીરની ખોઈરે. રંગીલા ૧
પ્રેમની પીડા છે ભારી, શુ જાણે વ્રજ નારી,
પ્રેમની કટારી મારીરે. રંગીલા ૨

---

૧ અતિશે=ઘણા, અસંખ્ય, ૨ દેહ=શરીર. ૩ દીદાર=દર્શન. ૪ મોજ=ખુશી, આનંદ ૫ અદલધણી=પરમાત્મા. ૬ આ ભજનની ટીકા ભજન ૩૬ પ્રમાણે છે ૭ દાઝે=બળે ૮ જુગલ=બન્ને, બે ૯ કર=હાથ. ૧૦ તન=શરીર ૧૧ ભક્તિ શૃંગાર રસનુ ભજન છે વળી પ્રેમ સ્વરૂપની સમજ આપે છે. ૧૨ વ્રજ=વૃંદાવન.

વૃંદાવન વેણુ વાગી હરિ હરિ કરતી જાગી
દર્શન લીધા માગીરે રંગીલા ૩
મુખથી માગો તે લાવુ પ્રાણ છોડી[1] પાસે આવુ
પ્રેમના ભોજન પાવુ રે રંગીલા. ૪
બીસ્મીલ કહે અનવર વાણી પ્રેમરસ પીયો છાણી[2]
છબીલાની વાતો જાણીરે રંગીલા ૫

## ભજન ૩૯

### પાતળીયો મને પ્યારો[3]

પાતળીયો તો મને પ્યારો મારી સુજની
અમથી રમે છે ન્યારો ન્યારો મારી સુજની પાતળીયો. ૧
દર્શન દીધા વહાલે મન હરિ[4] લીધા વહાલે
મળવાના વાયદા કીધા મારી સુજની પાતળીયો ૨
કેમ રહેવાશે વહાલા? શી ગતિ થાશે વહાલા
દર્શન ક્યારે મને થાશે મારા સુજની પાતળીયો. ૩
કાયા બળી ગઈ વહાલા શુદ્ધિ ના કાંઈ રહી વહાલા
ગોકળીયામા ઘેલી થઇ મારી સુજની પાતળીયો ૪
મનડુ રૂંધાવે વહાલા ભોજન ના ભાવે વહાલા
સંદેશા કહાવે વહેલા આવે મારી સુજની પાતળીયો ૫
ગુરૂજીના પાયે લાગી ઈચ્છાઓ મનની માગી
નિદ્રાથી હુ તો જાગી મારી સુજની પાતળીયો ૬
બીસ્મીલતો બોલે વાણી જળનો કોઇ નથી હાણી
પાતળીયાની વાતો મે તો જાણી, મારી સુજની પાતળીયો ૭

---

૧ છાડી=છોડી, તજી ૨ છાણી=ગાળી ૩ ભક્તિ શૃંગારરસનું ભજન છે, ઘાયલ પ્રેમીયે પ્રેમાવેશમા રંગ કરી પોતાના મનનો ઉભરો બહાર કાઢ્યો છે ૪ હરિ=નઇ, હરણ કર્યા

## ભજન ૪૦

### પ્રીતમ પ્યારા વહેલા પધારોરે [૧]

પ્રીતમ પ્યારા વહેલા પધારોરે ડુબેલી નાવ તારોજી
સંસાર સર્વે ખારોરે નેણા[૨] કેરા બાણુ ના મારોજી એ ટેક.
મેંઠા વચન વહાલાતણા બીજી શી મીઠાશ
જેને લાગી પ્રીતડી તે જાણે છે ખાસ પ્રીતમ ૧
અંતર જાની આવશો હવે ના કરશો વાર
અબળા રહી ગઇ એકલી તેને શુ આધાર પ્રીતમ ૨
કાળજુ બળી લાળો થયો શરીર સુકાઈ જાય
વ્રેહ અગ્નિથી હુ બળુ ને મુજથી કેમ રહેવાય પ્રીતમ ૩
તન તારામા ખોળજે ભૂલો ફરે વિદેશ
તારાથી ન્યારો નથી તુજમા છે પ્રવેશ પ્રીતમ ૪
ગુરૂ મળે તો ગોવિંદ મળે દર્શન તેને થાય
ગુરૂ જેના માથે નથી તે નુગરો કહેવાય પ્રીતમ ૫
દર્શનથી દુ:ખ જાય છે આનંદ હોય અપાર
બીસ્મીલ રહેતા મોજમા અનવરનો આધાર પ્રીતમ ૬

## ભજન ૪૧

### તેરા નુર નજરૂમેં હમારે[૧]

તેરા નુર નજરૂમે હમારે અલખ તણિ ગતહે ન્યારીજી એ ટેક.
પાચ તત્વકા[૨] પુતલા બનાયા, કોણ પુરૂષ માહે આયારે હોજી ?
ઉસ પુરૂષકી કરે ખોજના ઉસ નરકે બલહારી તેરા ૧

---

૧ ભકિતશંગાર રસ સાથે આત્મજ્ઞાનનો બોધ આપ્યો છે ૨ નેણા=આંખો, નયન, ચક્ષુ ૩ લાળો=કોયલો

૧ આત્મજ્ઞાન સાથે સમાધી સ્વરૂપનુ ભજન છે, ૨ પાંચ તત્વ=અગ્નિ, પવન, પાણી, પૃથ્વી અને આકાશ,

આ કાયામેં નદીયા હે કીતની બતા જ્ઞાની હે જીતનીરે હોજી
નીર[3] નહી ઓર હરદમ જારી કહે કોઈ શબ્દ વિચારી તેરા ૨
બિના પરસે એક પખી આયા માત પિતા નહી એ જાયારે હોજી
ઇસ પખીકી કરે ખોજ ના ઉસ નરકે જાઉં વારી તેરા. ૩
પખ્ખા જાવે મારગના પાવે મછીયા જલમેં ખીહાવેરે હોજી
એ મારગ કોઇ વિરલાજ જાવે એક ધણી મન ધારી તેરા. ૪
ખોજકો જાવે વો નર પાવે બીસ્મીલ ખાલી કયું જાવેરે હોજી ?
કાલ કપટ મુમતાકો મારો દોલત દુનિયા કર ખારી તેરા ૫

## ભજન ૪૨

### બોલ કલમા કાલક જાય દીલકી

બોલ કલમા કાલક જાય દીલકી નબી નામ નિર્ગુણ ભારી એ ટેક
અવ્વલ કલમા પઢ આસાવન રખ દીલમે તુ યારીજી
જો ચાહેસો ઈસીમે પાવે કોણ પુરૂષ કોણ નારી બોલ ૧
દોયુમ કલમા દીલસે પઢલે એક ધણી ઘટ ધારીરે હોજી
કાલ કપટકો દીલસે કાઢો એહી ભજન હે ભારી બોલ ૨

---

૩ નીર=પાણી ૪ આ ભજનમાં કલમાનો મહીમા વર્ણવી કલમાની પ્રસંશા કરી છે (મયાન પજ કલમે ઓર આમ નતોકા અવ્વલ કલમા તૈયબ લાઇલાહા ઇલલલ્લાહો મોહમ્મદ દુર રસુલુલ્લાહ દોયમ કલમા શહાદત અશહદો અન્લાઇલાહા ઇલલલાહો વહ દહુના શરીકા લહુત્ર અશહદો અન્ના મોહમ્મદન અબ્દોહુ વરસુલોહ. સૈયુમ કલમા તમજીદ સુબહાનલ્લાહે વલ હમ્દોલીલ્લાહે વલા ઇલાહા ઇલ લ્લાહો વલ્લા હો અકબર વલા હવલા વલા કુવ્વતા ઇલ્લા બિલ્લા હીલ અલીઇલ અઝીમ ચાહરૂમ કલમા તવ્હીદ લાઇલાહા ઇલલલ લાહો વહદહુલા શરીકા લહુ લહુલ મુલકો વલહુલ હમદો યોહઇ વયોમી તો બે

સૈયુમ કલમા સાબુત પઢલે સેતાનકી ખ્વારીરે હોજી
લે કીલ્લી[1] ચઢજા કીલ્લેપર ખોલ અગમકી[2] બારી બોલ 3
ચાહરૂમ[3] કલમા ચાર યારસે હુવાદીન[4] રોશન[5] જારીરે હોજી
કીલ્લે ખૈબરકો જાકર ઘેરા રૈયત ધ્રુજે સારી બોલ. 4
પંજમ[6] કલમે નબી સલલ્લા મારે કુફ્ર[7] બડે અકારીરે હોજી
કહીં ઝુકા શિર ધરમેં આયે તેગ[8] ચલે દો ધારી બોલ 5
આમનતો અનવરને પઢાઈ પ્રેમ ચઢા મન હોશિયારીરે હોજી
કેહ પરવીન[9] ગુરૂ પ્યાલા પાયા ડુબતી બેડલી તારી બોલ 6

---

યદે હીલમયરો વહોવા અલા કુલ્લે શયઇન કદીર પંજમ કલમા રદ્દ કુફ્ર અલ્લા હુમ્મા ઇન્ની આઉઝો બેકા મીનઅન ઉગરેકા બેકાશય અવવ અના આ ામો બેહી અસતગ ફેરો કાયે માલા આ અનમો બેહી તુબતો વર જઅનોવ અસલમતો વઅકુલો અશહદો અનલા ઇલાહા ઇલ લલ્લાહો વહ દહુલા શરીકા લહુ વઅશ હદો અન્ના મોહમ્મદન અબદોહુ વ રસુલોહ ઇમાને મુજમીલ આમનતો બીલ્લાહે કમા હો વા બેઅસમા એહીવ સીફા તેહીવક બીલતો જમીઆ અહકા મેહીવ અરકાનેહી મિફતે ઇમાને મુફસ્સલ—આમનતો બીલ્લાહે વ મલાયેકતેહી વકો તાબેહીવ રોસો લેહી વલ યવમીલ આખેરે વલ કદરે ખય રેહી વ શરરેહી મીનલ્લાહ તઆલા વલ બઆસે બઆદલ મોત હકકુનલાઇલાહા ઇલલલલાહો મોહમ્મદુર રસુલુલ્લાહ. 1 કીલ્લી=કુંચી 2 અગમ=અગમ્ય, જેની ગમ ન પડે તે. 3 ચાહરૂમ=ચોથો 4 દીન=ધર્મ 5 રોશન=પ્રગટવુ 6 પંજમ=પાંચમો. 7 કુફ્ર નાસ્તિકપણુ 8 તેગ=તરવાર 9 પરવીન આ ભજન તથા "કોટડીમેં રંગ કુદરતકા છાયા" એ બન્ને ભજનો મરહુમ મુલ્લા સાહેબે તથા પરવીન સાહેબ એ બન્નેએ મળી બનાવેલ છે આ બન્ને ભજનો વાચી વાચક વૃંદને પરવીન કોણુ હતા એ વિષે હકીકત જાણુવાની ઉત્કંઠા થાય એમ સમજી તેમનો ટુંક હેવાલ આ સ્થળે આપ્યો છે

પરવીન —પરવીનનું અસલી નામ શોભેખા હતું તેઓ ખેરાળુના વતની

## ભજન ૪૩

### હરદમ હર સમરૂ ગારે

હરદમ હર સમરૂ ગારે સમ દર સહેજ તીરૂ ગાજી    એ ટેક
આપ રહુ હો ચારકો માફ્ર પ્રેમસે ભોજન પાઉ રે ભાઈ
દસ દરવાજે દવાઈ ફીરાવુ તબ સુખીઆ કેહલાઉ   હરદમ ૧
જ્ઞાન ધ્યાનકી ઘટમેં માલા હરદમ હય હક તઆલારે ભાઈ
પાયા નરતો પ્રેમ બતાલે ખોલ બ્રહ્મ ઉજવાલા   હરદમ ૨
નુરત સુરતકી નાવ બનાકે જા મતસાગર છોડુ રે ભાઈ
મનવે ગરકો ભીતર બીઠાકે ભવસાગર તીર જાઉ   હરદમ ૩
સોબતકા ફૂલ સુગરા પાવે નુગરા નામ લજાવેરે ભાઇ
સોબત સતગરૂ અનવર પાયા પરવીન તો ગુણગાવે   હરદમ ૪

---

હતા અને વિસનગરમા વહીવટદાર કચેરીમા પટાની નોકરીમા હતા તે દર મીયાન વિસનગરમા કાજી અનવરમીયાનો દોર હતો ધીમે ધીમે અનવર મીયા સાથે તેમનો પરીચય થયો ત્યારબાદ “ જ્ઞાનકોટડી ” સ્થાપાઇ તેમાં પ્રથમ ભાગ લેનાર તેઓજ હતા તેઓ ગાવામા બહુ પ્રખ્યાત હતા તેમ ના ગાવાથી કાજીસાહેબ પણ ખૂશ થઇ જતા અને કહેતા કે વાહ શોભે ખા તુતો પરવીન માણસ છે ત્યારથી તેઓએ જે વાણી કહી તેમા પોતાનુ નામ “ પરવીન ” મશહુર કર્યું તેઓ પચ્યાસ વરસની વયે મરણ પામ્યા અને તેમને પણ વિસનગરમા જે કબરસ્તાનમા મરહુમ સુધા સાહેબને દફન કરવામાં આવ્યા છે તેજ ઠેકાણે જોરાવરખાના બાગ તરફ તળાવ ઉપર આવેલા કબરસ્તાનમા દફન કરવામા આવ્યા છે પરમાત્મા તેમને જન્નત નસીબ કરે આમીન તેમની વાણી કેવી છે તે વાચકવૃંદના જાણવા માટે તેમના થોડાક કાવ્યો અત્રે આપ્યાં છે

## ભજન ૪૪

### ગરૂમેરે લગી ચોટ ભજન લહેર તનમે

ગરૂ મેરે લગી ચોટ ભજન લહેર તનમે ઘર નહી ચેન
ખુસલ નહીં મેરે મનમે જી. એ ટેક
ગરૂ મેરે આરે કાયામે' એક અમરત બોયા
વણુ ભક્તિએ સુફલ ખોયાજી ગુરૂ. ૧
ગરૂ મેરે તમ હોગે પુલડા તો હમ હેગે ભમરા
પ્રેમ રસપીયો જખ મારે જમડાજી ગુરૂ ૨
ગરૂ મેરે તમ હોગે દીપક તો હમ હેગે બતીયા,
વહાલો હસ્તીતો હમહે ખેવટીઆજી ગુરૂ ૩
ગરૂમેરે અનવર પરતાપે દાસ પરવીન બોલા,
જુગો જુગ રાખો અમને ભેલાજી ગુરૂ ૪

## ભજન ૪૫

### કોઈ હમકાહે મેલાજી

જુગ દર્શનમા દાતા કોઈ હમકાહે મેલાજી
હવે તમે ચેતોને સબ સતો સવેળાજી ટેક
ગુરૂમેરે નહીં કોઈ નાતી નહી કોઈ જાતીજી
હર એતો સરભગી અતિત કહાવેલા જુગ ૧
આરે કાયામે નવ દરવાજા દસમેકું લાગાહે તાલાજી
હરે એતો ગરૂજી ખોલે તો હોય ઉજાલા જુગ ૨
આરે કાયામે એક બાગ બનાયાજી
હરે એતો લાગી કલીને ગુલ ખીલા જુગ ૩
ગુરૂ મેરે જ્ઞાની પરતાપે દાસ પરવીન બોલાજી
હરે એતો ભય ભાગીને દુખ ટાલા જુગ. ૪

## ભજન ૪૬

### હવે તેને નહી છાડુ છબીલડી.

હવે તને નહીં છોડુ છબીલડી હવે ૨ એ ટેક.
ઘણા દિવસથી હાણ ચોરીને જાય છે રે
તેની ખબરો તને પાડુ છબીલડી ૧
કહ્યા પ્રમાણે કરતી નથી કામની રે
વણ સમજે શીદ ઓઢુ છબીલડી ૧
પૂન્ય કરતી હોય તો પૂછીને કરજેરે
નહી તો તારા માટ ફોડું છબીલડી ૩
પરવીનના સ્વામી તમે હસી હેત આલોરે,
શીદને કરે છે વગોડુ છબીલડી ૪

## ભજન ૪૭.

### મારી મોઘી માલનાં મોંઘા મોતી.

કાઇને જડેલ હોયતો દેજોરે મારી ઝીણી માલાના ઝીણા મોતી,
મારી મોઘી માલાના મોઘા મોતી એ ટેક
સેરીએ સેરીએ સાદ પડાવુ મારા મનમદીરમા જોતી કોઇને. ૧
ગલીએ કુચાએ હુ તો ફરતી મારા દસ દરવાજે જોતી કોઇને ૨
અનવર પરતાપે પરવીન બોલા હરખે હાર પરોતી કોઇને ૩

## ભજન ૪૮,

### ઉસ્તાદ સલામત રહો હમારે અનવર

( રાગ લાવણી )

ઉસ્તાદ સલામત રહો હમારે અનવર,
હમદમ ભરતે દીન રાત પડે ભવસાગર એ ટેક

જીસ રોજ ચલે મક્કેકી તૈયારી કરકે.
કંઈ હોસ ખોયે બેહોશ ખડે સબ મીલકે
તુમ કરના હમકો યાદ મદીના મનોવર. ઉસ્તાદ ૧
સબ દેખ રહે રસ્તા અનવર કબ આવે,
વો નૂરભરી પેશાની મુઝે દીખલાવે,
બીન દેખે મુઝકો ચેન પડેગા કયુંકર ઉસ્તાદ ૨
સબ હિન્દુ મુસલમાન મીયાકુ જાણે,
હમ સભી સાગરીદ આપ હુકમકો માને,
ભલા કોઈ બતલાવેગા ઉસી ધરમકા સાયર ઉસ્તાદ ૩
હર બાત સખાવત દીલ હાતમ હઝરતકા,
જો જાને સો માને ફકીરી ચુટકા;
એસે મુજીમ દીલકા ઓર નહી કોઈ બહાદર ઉસ્તાદ ૪
એક તુરત ખ્યાલ પરવીન બનાકે કહેતે,
હમ ઉસ્સી રોજસે યાદ બુઝમે રહેતે,
તુમ જલદીસેં ફીર આના બિસાનગર ઉસ્તાદ ૫

## ભજન ૪૯.

### મારા ગુરૂએ શબ્દ દીયો

પ્રેમગુરૂએ શબ્દ દીયોને સુરતા ધરી. એ ટેક
જ્ઞાનના ગોલા ગુરૂએ ગગનમા માર્યાં વારી,
ગોલાની સુરતાએ સુરતા લડી પ્રેમ ૧
આરે કાયાનો સતો ભરોસો ન કરીએ વારી,
પલમા જાવે પડી પ્રેમ ૨
ઉઠી ચાલ્યો વાણીયો પડી રહી હાટડી વારી,
તાલાની કુંચીઓ ના જડી. પ્રેમ. ૩

પ્રેમના પ્યાલા અમને ગુરૂજીએ પાયા વારી,
પીતા તો તરત સમજણ પડી          પ્રેમ ૪
અનવર પરતાપે દાસ પરવીન બોલ્યા વારી,
જ્યાની તો હવે સમજણ પડી          પ્રેમ ૫

## ભજન ૫૦.

### મસ્તાના મન મેરારે[1].

મસ્તાના મન મેરારે તું અમર નગરસે આયા,
પ્રમ નગરમા લોભાયારે હોજી          એ ટેક
ચાર ચીજકી[2] કાયા કોટડી પાચમે બાસ બસાયારે હોજી,
તીર્થ વાસી જાવે કાસી નાહ્ય ધોય નહી પાયા   મસ્તાના ૧
પથરા પુજે પીયુના પાવે અઠાતેર તીર્થ નાહઆવેરેહોજી
છુપા ભેદ ગુરૂજ્ઞાની જાણે ગુરૂકાયા ઘર પાયા   મસ્તાના ૨
એક ખાડ કે અનેક પદાર્થ બેહદ નામ ધરાયારેહોજી,
ગોલ કહુ કે કહુ ખાડમે સેલડીએ રસ લાયા   મસ્તાના ૩
બીણા એક હે ઘાટ એકહે દુસરા કહાસે આયારેહોજી,
સબકા સાહેબ એકજ હે ગુરૂ જ્ઞાનીને જ્ઞાન બતાયા   મસ્તાના ૪
ગુરૂ બચનકો શિષ નમાયા ઘેર ધારકર લાયારેહોજી,
મનની અદર આ દરશાવો બિરમીલ મોજમે આયા મસ્તાના ૫

**ભજન સંગ્રહ સમાપ્ત.**

---

૧ આ ભજન પ્રેમસ્વરૂપ સાથે આત્મજ્ઞાન સમજાવે છે ૨ ચાર ચીજ=ચાર તત્વોની કાયા કોટડી. ૧ અગ્નિ ૨ પવન ૩ પાણી ૪ પૃથ્વી મુસલમાનો ચાર તત્વો માને છે અને શીલસુરી પાચ

# બિસ્મીલ કાવ્ય.

## બાબ દોયમ.

### ગઝલ સંગ્રહ.

### ગઝલ ૧

#### તેરી તેગ અબરૂને અય સનમ[1].

( શએર )

ઇસારૂમે ઇકરાર[2] સારે હુવે હે,
હમ ઉનકે હુવે ટો હમારે હુવે હે

---

તેરી તેગ[3] અબરૂને[4] અય સનમ મેરે દીલપે દાગ લગાદીયા,
તેરે ચહેરે નૂર જમાલને[6] મુઝે ખ્વાબમે સે જગા દીયા ૧
તેરે બુતકે કાબેમે દીલ લગા કીયા સીજદા મેને ઉસી જગા,
ચેહીદીનથા મેરામે મગા સબ કુફ્ર દીલસે હઠાદીયા ૨
તેરે ગમમે હમ રોયા કરે દીદે ખૂન[7] મુખ ધોયા કરે,
નહી ચેન કયા સોયા કરેં બેવફાને કેસા દગા દીયા ? ૩
તેરે ઇશ્કને કીયાહે મુકામ તેરે ગમમે ફીરતા શુબ્હો શામ[8]
તુ પીલાદે વસ્લકા[9] મુઝકો જામ બીસ્મીલકો સાફ જગા દીયા ૪

---

૧ આ ગઝલમા સમાધી સ્વરૂપ સમજાવી ભક્તિશૃંગારરસનું વર્ણન કર્યું છે આવી ગઝલોના ભાવાર્થ બરાબર સમજી ઉંડો વિચાર કરવાનો છે. અજ્ઞાની અણસમજુ માણસો સમજયા જાણ્યાવગર આવી ગઝલોનો અર્થનો અનર્થ કરે છે. માટે બરાબર સમજી તેમાથી તત્વ ગ્રહણ કરવા ધ્યાન આપવુ આવી ગઝલોમા પરમેશ્વરને કોઇક વખત પરી એટલે અપસરારૂપે કલ્પી કોઇક વખત ખૂબસુરત છોકરાની ઉપમા આપી તેની ખૂબસુરતીનું વર્ણન કરવામા આવે છે તે તરફ ખાસ લક્ષ રાખવુ ૨ ઇકરાર=કોલકરાર. ૩ તેગ=તરવાર ૪ અબરૂ=ભ્રમર ૫ સનમ=પરમેશ્વર ૬ જમાલ=કાન્તિ ૭ દીદે=ચક્ષુ, આંખો ૮ શુબ્હોશામ=સવાર સાંજ. ૯ વસ્લ=મેળાપ.

## ગઝલ ૨.

### ખુલી આંખ મેરી ઇસ ખ્વાબમેં

( શએર )

બીમારે મહોબ્બત કભી અચ્છા નહી હોતા
ગર ચર્ખ ચહા રૂમસે મસીહા[૪] ઉતર આયે

ખુલી આખ મેરી ઈસ ખ્વાબમે દેખા દીલસે યે દીલદારહે,
નવો સમ્શહે ના કમર[૬]ભી હે વોતો હુસ્નમે[૭] બે પારહે ૧
અબ ઉઠ ચલા સબરો કરાર દીવાના દીલ તુ ના કર પુકાર,
ચલા ચશ્મમે લહુ એક બાર હુવા ગમઝદાઽ ગમ ખ્વારહે ૨
તુને હંસકે મુહ ફીરા લીયા ગમદાગ હીજરાતકા[૯] દીયા,
લગા ઝખ્મ[૧૦] તુને ના સીયા બેચેન હે બેકરાર હે ૩
આતાહે દીલમે બીસ[૧૧]ખામરૂ તેરા નામ લેકે દમ ભરૂ
જા[૧૨]મૂખપે તેરે કુરબા કરૂ તેરી અબરૂનો તલવારહે ૪
તેરે ઇશ્કકી નહિ થી ખબર પેગામ ભેજા બા એક દીગર[૧૪]
અબ તુ છપા જા કીસકે ઘર કેસા વસ્લ કેસા પ્યાર હે ૫
અયે પ્યારે! જબ તુ આયગા ગમ સારાહી મીટ જાયગા,
બીસ્મીલકે મનકો તુ ભાયગા તુ આયાતો સબમે બહારહે ૬

---

૧ આ ગઝલમા પરમાત્મા પરબ્રહ્મનો સમાધીમા મેળાપ થયા બાદ તેના વિયોગમા ઘાયલ પ્રેમીએ વિયોગ દુખના ઉદ્ગાર કાઢ્યા છે ૨ ચર્ખ=આસમાન ૩ ચહારૂમ=ચોથો ૪ મસીહા=હઝરત ઇસાનુ નામ છે ૫ શમ્સ=સુર્ય ૬ કમર=ચદ્ર ૭ હુસ્ન=કન્તિ, જોત ૮ ગમઝદા=વૈરાગ્ય ૯ હીજરત=જુદાઇ ૧૦ ઝખ્મ=ઘા, ૧૧ બીસ=ઝેર ૧૨ જા=જીવ ૧૩ પેગામ=સદેશો ૧૪ બાયકદીગર=એક પછી એક

## ગઝલ ૩.

### રસુલે પાક પેગમ્બર[1]

( શએર )

કરૂ ચહેરે મુબારકકા જો મજકુર,
સદા હર સીમ્ત[2] હો નૂરૂન અલાનૂર

---

રસુલે પાક પેગમ્બર સના[3] ઉનકી કરૂ કયુકર,
ઝુબા ચલતી નહિ મેરી કલમ ચલતી ન કાગજપર. ૧
ખુદાકે ભેદકા સાની બદનથા નૂરનૂરાની,
વો શોલા[5] નૂરકા નીકલા જહા[6] કે હો ગયે રેહબર[7] ૨
વો ચહેરા નૂર દીખલાવે મલાયક[8] હુર[9] સરમાવે,
કોઈ કયા રમઝૂયે[10] પાવે હમારે એસે હે સરવર[11]. ૩
હયાતુનૂહે[12] નબી કહેતે મદીને શહેરમે રહેતે,
મુરાદા માગીયા દેતે નીગેહ બાનીહે[13] બીસ્મીલપર ૪

## ગઝલ ૪.[14]

### તેરી તસ્વીરહે પ્યારી[14]

( શએર )

છુટી નહિ ઇસ સાપકે કાટેકી કહીંભી,
બિમારે મ્હોબતકી[15] દવા હો નહીં સકતી

---

તેરી તસ્વીર[16] હે પ્યારી કટારી પ્રેમકી મારી,
કલેજા ખોલકર દેખો યે કયસી હુયગી દીલદારી ૧

---

૧ આ ગઝનમા પેગમ્બર સાહેબની સ્તુતિ કરવામા આવી છે ૨ સીમ્ત=દીશા, બાજુ ૩ સના=તારીફ ૪ ઝુબા=જીભ ૫ શોલા=ભડકો ૬ જહા=દુનિયા ૭ રેહબર=રસ્તો દેખાડનાર ૮ મલાયક=દેવતા ૯ હુર=દેવાગના ૧૦ રમ્ઝ=ભેદ, મર્મ ૧૧ સરવર=સરદાર ૧૨ હયાતુન=કાયમ, હમેશ રહેનાર ૧૩ નગેહબાની સભાળ રાખવી. ૧૪ આ ગઝલ પ્રેમસ્વરૂપી છે ઘાયલ પ્રેમીના ઉદ્ગાર છે ૧૫ મહોબત=પ્યાર, પ્રેમ. ૧૬ તસીર=છબી.

ન દીલ લગતા હે દુનિયામે ન સહેરા[1] દીલકો ભાતા હે
કહા હુડુ અરે દીલબર[2]! નકી આ કર તે ગમ ખ્વારી[3] ૨

લુભાયા દીલ મેરા પ્યારે રૂખે[4] ગુલ[5] તેગ[6] અબરૂને[7]
ચશ્મ[8] તલવાર હે તેરી કલેજે ઘાવ હે કારી ૩

યે ફુરકત[9] બીચ રોતાહુ તડફતે રેન[10] સોતાહુ
સબર સબ ઉઠ ચલા મેરા ચશ્મસે ખૂન હે જારી ૪

અગર હોગા ઇશ્ક કામીલ[11] કોઇ દીન હોવગે વાસીલ[12]
નફા દેગી યકીં[13] બિસ્મીલ તુમારી આહ ઓર ઝારી[14] ૫

## ગઝલ ૫.

### અજબ હે શાન યે ઉસકી[15]

( શએર )

પીલા સાકીયા સાગીરે મુશ્કબુ[16]
કેહે મુજકો દરપેશ તારીફે મુ[17]

---

અજબ હે શાન યે ઉસકી કે નાગભી[18] મોતી ગલતે હે
યે નાગન ડસ ગઇ જીસકો તડફતે હાથ મલતે હે ૧

નીગાહ[19] તલવાર હે કાર્‌ટ કટારી પ્રેમકી મારી
નદી હે ખૂનકી જારી ચશ્મસે હો નીકલતે હે ૨

પત્થર રોરો ભીગોયા હે ધૂપમે ખૂબ સોયા હે
આસુસે મૂખકો ધોયા હે જીગર[20] બીરયાન[21] જલતે હે ૩

---

૧ સહેરા=જંગલ ૨ દીલબર=દીલને ખેચનાર ૩ ગમ ખ્વારી=ખબર પૂછવી, બીજાની સભાળ રાખવી ૪ રૂખ=મો ૫ ગુલ=ફુલ ૬ તેગ=તરવાર ૭ અબરૂ=ભ્રમર ૮ ચશ્મ=આખ ૯ ફુરકત=જુદાઇ. ૧૦ રેન=રાત ૧૧ કામીલ=પૂર્ણ ૧૨ વાસીલ=મળવુ ૧૩ યકીન=નિશ્ચય ૧૪ આહઝારી=નિસાસો મૂકી રડવુ ૧૫ આ ગઝલમા પ્રેમભાવ બતાવવામા આવ્યો છે ૧૬ બુ=વાસ ૧૭ મુ=વાળ ૧૮ નાગ=માથાના કેશ ૧૯ નીગાહ=દૃષ્ટિ ૨૦ જીગર=કાળજુ ૨૧ બીરયા=બળતુ

મિજાજી[1] પર હુવા કાયમ હકીકી[2] પર ગયા એકદમ
ઉસે દુનિયાકા કયા હે ગમ વો ઉલટી રાહ[3] ચલતે હે ૪
ઇશ્કકી[4] આગમે જલના કદમ સાબિત નહી હીલના
પીયાસે[5] તબ હોવે મીલના કલામ[6] બીસ્મીલ નીકલતે હે ૫

## ગઝલ ૬.

### ન પાયે જીંદગી તેરા[7]

( શએર )

જા ચુકે ઐયામ[8] કુચ્છ બોયા નહી
મુહ સે યાહીસે[9] અભી ધોયા નહી

---

ન પાયે જીંદગી તેરી ખુદાકો કયા મૂહ દીખાવોગે
ન બોયા બીજ ઇસ પલમે તો ફીર ફલ કહાસે ખાવોગે ૧
મવક્કલ મોત[10] આવેગા કઝાકા[11] જામ લાવેગા
બે દીલ રોરો જગાવેગા તભી લઝ્ઝતકો[12] પાવોગે ૨
અંધેરી કબ્રમે સોના ન કુચ્છ કામ આયગા રોના
યેહી પલ બીચ ફલ બોના જહા ચાહો વો ખાવોગે ૩
યે મહેશર[13] બીચ કયા કહોગે? જવાબ રબકો[14] તો કયા દોગે?
કહા તક વો ખડે રહોગે? કીયા વેસાજ પાવોગે ૪
રઝા[15] પર હક્કકી રાઝી હો ન ગફલત બીચ અબ તુ સો
સીયાહી દીલસે અપને ધો તો ફીર અસરત[16] ઉઠાવોગે ૫

---

૧ મિજાજી=ગમારી ૨ હકીકી=સત્ય ૩ રાહ=રસ્તો ૪ ઇશ્ક=પ્રેમ ૫ પીયા=પરમેશ્વર ૬ કલામ=વાત ૭ જેવુ વાવશો એવુ લણુશો એવો આ કાવ્યનો ભાવાર્થ છે સત્કર્મ કરવા ઉપદેશ આપ્યો છે ૮ ઐયામ =વખત, દીવસો ૯ સેયાહી=કાળાશ ૧૦ મવક્કલ મોત=યમદેવ ૧૧ કઝા=મૃત્યુ ૧૨ લઝ્ઝત=મજા ૧૩ મેહશર=હીસાબ આપવાની સ્થિતિ. ૧૪ રબ=પરમેશ્વર, ૧૫ રઝા=હુકમ, મરજી ૧૬ અસરત=સુખ, મોજમઝા

યે દુનિયા જુઠકી બાજી યે સબ ઉસપર હુવે રાજી
કહે બીસ્મીલ સુનો કાજી[1] યે ખાદીમકોર[2] નીભાવોગે ૬

## ગઝલ ૭.

### યે બોલતા હે કોન હે[3]

( શએર )

કુચ્છ ન થા તબ થા ફક્ત એક નૂર ઝાત
એકભી કહેનેસેથી બાકી વો બાત

---

યે બોલતા હ કોન હે તુજકો ખબર નહીં
રહેતા હે તેરે ઘરમે ભટકતા તુ કહી કહીં ૧
યે નહનો અકરબ[4] રબ[5] કહા કુરઆન મે સહી
નઝદીક હે નેરેસે દીખાતા નહી નહી ૨
ફુલમે જેસી બાસ હે મેધીમે રંગ હે
ઘોટે બિનાના રંગ દીખાવે તેરી દેહી ૩
કયા ઝાડ પાન જીવ જનાવરમે નુર હે
કીસીકાના દીલ દુખાના કીતાબુસે હે સહી ૪

---

૧ કાજી=કાજી અનવર મીયાંનુ નામ ૨ ખાદીમ=ચાકર ૩ આ કાવ્ય આત્મજ્ઞાન સંબધી છે પરમાત્માને ખોળવા માણુસ દ્વારે દ્વારે ભટકે છે તે પરમાત્મા તેની પાસેજ છે પણુ તેની તેને ખબર પડતી નથી એવો આ ગઝલનો બોધ છે આ સબધી મો બુઅલી કલંદર સાહેબ કહે છે કે.—

યાર દર પશ તુ ચીરાઇ બે ખબર,
યાર દર ખુદ તુ ચે ગરદી દરબદર ?

ભાવાર્થ=પરમાત્મા તારામાં છે અને તું શા માટે બેખબર છે, પરમાત્મા તારામાં છેજ અને તું શામાટે દ્વારે દ્વારે ભટકે છે ૪ નહનો અકરબ =હું તારી પાસેજ છુ એવો પવિત્ર શ્લોક ૫ રબ=પરમેશ્વર. ૬ મુન્તઝર=રાહ જોવાવાળો

બિસ્મીલતો મુન્તઝર[6] હે હરસકા જો આપકે
દીદાર[7] અબ દીખાદો કે દીલકો સબર નહીં ૫

## ગઝલ ૮.

જલવા મહંમદી હે જહાંમે યે સરબસર*

( શએર )

કયા શાને એહમદીકા ચીમનમેં જહુર હે
હર ગુલમે હર શજરમે મોહમદકા નૂર હે

---

જલવા મહમદી હે જહામે[1] યે સરબસર
મીઠે નબીકે નામપે કુરબાન જાન[2] કર ૧

---

૭ દીદાર=દર્શન * આ ગઝલ આત્મજ્ઞાનની છે અને તેમાં પેગમ્બર સાહેબની અને તેમના પરિવારની ઉમદા તારીફ કરવામા આવી છે. કહ્યું છે કેઃ—

મોહમદ સીરરે કુદરત હે કોઇ રમઝ ઇસકી ક્યા જાને
શરીયત મેંતો બંદા હે હકીકતમે ખુદા જાને ૧
ખુદા ઓર મુસ્તુફાકી કુનેહમે ઇદરાક આજીજ હે
મોહમદકો ખુદા જાને ખુદાકો મુસ્તફા જાને ૨
અહદને સુરતે એહમદમે અપના જલવા દીખલાયા
ભલા ફીર કીસ તરાહસે કોઇ ઉનકા મરતબા જાને ૩
હોવલ અવલ હોવલ આખર હોવજ ઝાહર હોવલ બાતન
ઉસીકો ઇબતેદા જાને ઉસીકો ઇન્તેહા જાને ૪
વહી હે એક દરીયા ઓર દો આલમ ઉસકી મોજે હેં
ગરીકે બેહરે ઇસીયા હોતો ઉસકા માજરા જાને ૫
મોહમદ ફીલ હકીકત આયતાએ લામઝાલી હે
ઉસીકે નૂરકા દોનું જહાંકો પરતવા જાને ૬

૧ જહાં=દુનિયા. ૨ જાન=જીવ.

હુરાં કહે સલવાત[1] મલાયક કેહ મરહબા[2]
યે ધૂમ મચી રહી હે સાતુ આસમાન પર ૨
ઉમ્મત કે ખાતીર સરકો કટાયા હે જાબજા
બે કફન જીનકી લાશ હે કરબલમે ખૂનતર ૩
પીરૂમે બડે પીર કરામતકે કોટ હેં
ડુબી હુઇ જો નાવ તીરાઈ હે નામવર ૪
બિસ્મીલકી ઇલતોજા[3] હે આસાન મોતહો
મહેશરમે છુડાઇગે મેરે પાક પયગમ્બર ૫

## ગઝલ ૯.

### બેચેન મુઝે કર દીયા દીલ તુને લગાકર[4]

(શએર)

ઇશ્ક હે અસલમે એક નાગ કાલા
ઉન્હે કઈ આશકુકો માર ડાલા

---

બેચેન મુઝે કર દીયાદીલ તુને લગાકર
બિમાર તડફતા હુ મેરી અબતો દવા કર ૧
આતા નથા ઇસ રસ્તેમેં પેગામ[5] આતે હજાર
મુખડા દીખાકે મુહકો છુપાયા નથી ખબર ૨
તસવીર[6] તેરી નજરૂમે ફીરતી હે રૂબરૂ
કબતક જલાઉં દીલકો કહા તક કરૂ સબર ૩
પ્યાલા ઇશ્કકા જીસને પીયા ઉસકો હે ખબર
આશક તો ઇન્તેજારીમેં[7] ફીરતે હે દરબદર[8] ૪

---

૧ સલવાત=પ્રાર્થના ૨ મરહબા=શાબાશ, આફ્રીન. ૩ ઇલતેજા=અરજ ૪ આ ગઝલમા ભક્ત પુરૂષનો પરમેશ્વર પ્રત્યેનો અતિ પ્રેમભાવ જણાવવામા આવ્યોછે વિયોગી પ્રેમીના વિયોગ દુખના ઉદ્‌ગાર છે ૫ પેગામ=સદેશો ૬ તસવીર=છબી ૭ ઇન્તેજારી=રાહ જોવી. ૮ દરબદર=દ્વારે દ્વારે.

બીસ્મીલ તો ખાકસાર હે એસે સુખનકો સુન
કલમા જો મોસે નિકલે સુનો લબ્બે જાનપર ૫

## ગઝલ ૧૦.

### કાબેમેં મુસલમાનકો જાના જરૂર હે [1]

( શેર )

યારબ હજ્જે અકબરકી શરાફ્ત નસીબ કર
તેરે હબીબે પાકકી શફાઅત નસીબ કર

---

કાબેમેં મુસલમાનકો જાના જરૂર હે
ઇમાનમેં યે કુફ્રે[2] દીલ લાના જરૂર હે ૧
કાબાતો ગુન્હેગાર કે બક્ષીસકા હે સમર
સીજદેમે અપને સરકો ઝુકાના જરૂર હે ૨
સચ્ચ હે અંધેરી ગોરમેં દેના પડે જવાબ
મરનેકે બાદ મોમીનો ઉઠના જરૂર હે ૩
મેરાજ હુઇ અપને મોહમદ રસુલકો
હીજરત[4] હે પ્યારે કો બુલાના જરૂર હે ૪
મહેશરમેતો બીસ્મીલકા વસીલા હે મુસ્તફા
ઉમ્મતમેં મોહમ્મદકી લીખાના જરૂર હે ૫

---

૧ આ ગઝલમા મુસલમાનોને કાબામા જવાનો ઉપદેશ આપવામા આવ્યો છે કાબાનુ ધામ મક્કા શરીફમા આવેલું છે ત્યા દર વરસે હજ્જ કરવા મુસલમાનો જાય છે. ૨ કુફ્ર=નાસ્તીકપણું ૩ સમર=ફળ. ૪ હીજરત=જુદાઇ

## ગઝલ ૧૧

### અનવરકી સાની હમતો કહાંસે જો પાઇંગે[1]

(શએર)

અનવર તેરી મહોબત મુઝકો સતા રહી હે
ચારૂ તરફસે' અબતો મુઝકો જલા રહી હે.

---

અનવરકી શાની હમતો કહાસે જો પાઇગે,
સો કોસમે નહીં હે કોઈ કહાંસે લાઇગે. ૧
શહેરૂ મે સોરા હો ગયા અનવરકી વફાતકા[2]
શબ્બાહે પાલનપુરમે જીયારતકો જાઇગે ૨
શાગીર્દ[3] હંસારે હાજરથે વક્તે વફાતકે
તારૂ પે તાર છોડે હે કીસકો બુલાઇગે ૩
જીનત[4] કીયા નવાબને જનાજેકી દેખીયે
બોલેકે લેચલો તુમ અબ હમભી આઇગે ૪
બીસ્મીલકી ઈલતીજા હે દીદારમે રહુ
દુનિયાકો મેરે દીલસે શીતાબી છુડાઇગે ૫

## ગઝલ ૧૨

### માહરૂ મેહતાબસા ચહેરાના છુપાઇયે.[5]

(શએર)

મરીઝે ઇશ્કકા દરમા[6] અબસ કરેહે તુ
દવા હમારી અરસતુ ભલા તું કયા જાને.

---

૧ આ ગઝલમાં રચનારે પોતાના ગુરૂ અનવરમીયાના મરણ વખતનુ વર્ણન કર્યુ છે. વધારે ખુલાસા માટે જુઓ પદ ૬ ૨ વફાત=મૃત્યુ. ૩ શાગીર્દ=શિષ્યો. ૪ જીનત=સમારવુ ૫ આગઝલમા પરમેશ્વરની પ્રાથના કરવામાં આવી છે ૬ દરમા=દવા. ૭ અબસ=બેફાયદા, નાહક. ૮ અરસતુ= એકહકીમનુ નામ છે.

અયે માહરૂ[1] મેહતાબસા ચેહરાના છુપાઇયે
પત્થર ભીંજોયા રે। રે। અબના રૂલાઇયે ૧
ચેહરા મુબારિક દેખકર ગશ[3] મુજકો આગયા
અબ થામલો દીલદાર નાજમીંપર ગીરાઇયે ૨
અબરૂ[4] તેરી તલવાર હે ચશ્મુસે ચલે તીર
કયા બે કલીહે દીલકો કીસે જા સુનાઇયે ૩
દીન રાત ઇતેજારીમે જાતાહે આપકી
તનમનતો તુમકો દેદીયા કયુ કર ભુલાઇયે ૪
દીદાર દેખકર કે સબર મુજકો હો ગયા
બીસ્મીલતો[5] હે કયા કહેના હે દીલમે જમાઇયે ૫
બીસ્મીલકીયે અરજ હે દીદારમે રહુ
કદમુ મે સર ઝુકાયા હે અબ ના ઉઠાઇયે. ૬

## ગઝલ ૧૩

### અેહમદ પ્યારે આઇયે.

( શએર )

તકરારકા અલ્લાહસે સામાન હે સારા
મેહબુબ જો થા ઉસકા હુવા અબવો હમારા

અેહમદ પ્યારે આઇયે તશરીફ લાઇયે
દુનિયાકા ગમ બડા હે દીલસે ભુલાઇયે ૧
દીલમે હે ઇન્તેજારી સુરત દેખું તુમારી
નેનુસે નેન આકર જલદી મીલાઇયે. ૨
સુરત દેખુ તુમારી દીલકો લગે હે પ્યારી
દીલદારી[7] કેસી હોતી હે મુઝકો બતાઇયે ૩

---

૧ માહરૂ=ચંદ્ર જેવા મુખવાળો ૨ મેહતાબ=ચંદ્ર જેવો ઉજ્જવળ. ૩ ગશ=મુર્છા ૪ અબરૂ=ભ્રમર ૫ બિસ્મીલ=ઘાયલ, મુવેલા જેવો. ૬ કદમ=પગ. ૭ આ કાવ્યમા નબી સાહેબની સ્તુતી કરવામાં આવી છે ૮ મેહબુબ=પ્યારો. ૭ દીલદારી=મહોબત.

હીજરતને[1] દીલ જલાયા આખુમે ખુન[2] આયા,
બેચેન યહા તડફતે કબતક રૂલાઇયે ૪

મુઝકો વિરહ[3] તુમહારા દુનિયામે નહીં પ્યારા,
દુનિયાકી પડા જાલમે જલદી છુડાઇયે ૫

અપના મુઝે બનાલો ખાદીમકો અબ નીભાલો,
ખીદમતમે આ ખડાહે શીતાબી સુનાઇયે ૬

બીસ્મીલકી યે અરજ હે દીલદારકી ગરજ હે,
રોજા, નીમાજ, ફરજ હે સરકો ઝુકાઇયે ૭

## ગઝલ ૧૪.

### તુમતો વફાદાર હો[5]

( શએર )

હીદાયતકો કેસા નબીથા હમારા,
બુતુનેભી અલ્લાહ હો અકબર પુકારા

---

સો બાર બે વફાહુ મે તુમતો વફાદાર હો
મેતો મુશ્તર[6] ખાક હુ તુમ સરવરે[7] સાલાર[8] હો ૧

અર્દ[9] ઓર અફલાક[10] બનાયાહે તુમ લીયે,
અબીયા[11] કે પેશવાહો સબકે તુમ સરદાર હો ૨

કયા તાકાત હે જબાકુ સના[12] આપકી કરે,
ખાદીમપે મહેરબાન હો હરદમ પ્યાર હો ૩

દમ બદમ હરદમ હમેશા યાદમે રહેના,
માસીયત[13]મે આ પડા હુ બહોતસા લાચાર હો ૪

બીસ્મીલ કોતો મચાઇયો મેદાન મહેશરમેં,
તુમસા વસીલા શરપે હે ગુન્હે હજાર હો ૫

—ગઝલ સંગ્રહ સમાપ્ત—

---

૧ હીજરત=જુદાઇ ૨ ખુન=લોહી, રકત ૩ વિરહ=ધ્યાન ૪ શીતાબી જલદી ૫ આ ગઝલમા પેગમ્બર સાહેબની પ્રશંસા કરવામા આવીછે, ૬ મુશ્તર=મુઠ્ઠીભર ૭ સરવર=સરદાર ૮ સાલાર=આગેવાન ૯ અર્દ=જમીન ૧૦ અફ્લાક=આકાશ ૧૧ અંબીયા=પેગંમ્બરો ૧૨ સના=તારીફ ૧૩ માસીયત=ગુન્હા.

# બીસ્મીલ કાવ્ય.

## બાબ સૈયુમ.

## ગરબી સંગ્રહ.

### ગરબી ૧.

### વાંસલડી વાગીરે.[1]

(મોહ્યું મોહ્યું મોહનના સાથરે મન મારૂં મોહ્યુંરે-એ રાગ.)

વાગી વાગી મંદિરીયા માહ્યરે વાંસલડી વાગીરે
સખી સુતીથી સ્પનામાંહ્ય ઝબકીને જાગીરે વાગી૦ ૧
કહાન ઉભો છે જમુનાને તીરરે બસી બજાવેરે
સૌ ગોપીઓ મળી છે ઠાઠ મંગળ ગાવેરે વાગી૦ ૨
તારી વાંસલડી વાગી વનમાહ્યરે ગોપીઓ ઘેલીરે
શુદ્ધ નથી શરીરની કાંય પ્રીત કરી પહેલીરે વાગી૦ ૩
આવી જુવે જશોદા પેરરે ગોપીઓ બીહારીરે
સૌ ગોપીઓ બની ગુલઝાર[2] રાધકા ન્યારીરે વાગી૦ ૪
સૌ ગોપીઓ ચાલી ઘેરરે, શ્યામ ઓશિયાળારે
સમજાવે જશોદા પેર[3] વનમાં ચાલ્યારે વાગી૦ ૫
જઈ પકડે જશોદા હાથ રે ઘેરરે ચાલોરે
ગુણ ગાવે તો. બીસ્મીલદાસ ગોપીઓમાં મહાલોરે વાગી૦ ૬

---

૧ આ ગરબીમાં ભક્તિશૃંગારરસ વાપરવામાં આવ્યું છે. આત્માને કહાન મનની વૃતીઓને ગોપીઓ વિગેરે કલ્પેલી છે તે તરફ લક્ષ રાખી વાંચવું ૨ ગુલઝાર=સુંદર ૩ પેર=રીત, રસ્તો

## ગરબી ૨ જી.

### કહુ વાતડીજોમા [1]

( હરી આવોને આપણે સુખ માણીએજો-એ રાહ )

આવો આવોને અલબેલા કહું વાતડીજો
મેતો તમ માટે પાડી મારી જાતડીજો. અલબેલા૦ ૧
હમવુ મેહુ લાગે મને શામળાજો
હુ તો વનરાવન ફરીને હરિ ના મલ્યાજો અલબેલા૦ ૨
તારા વચન વહાલા હીરદા [2] મા વાગ્યા હરિજો
કોલ [3] આપ્યા હરિ ના જાશો ફરી જો અલબેલા૦ ૩
બાણુ પ્રેમના હરિ વહાલા વાગીઆજો
સુવે શરીર સખી મનતો જાગીઆજો અલબેલા૦ ૪
દાસ બીસ્મીલ્લ ઉપર દયા કરી આવજોજી
હેતે પ્રીતે કરીને બોલાવજોજી અલબેલા૦ ૫

## ગરબી. ૩ જી

### મોહન મોરલી વગાડી [4]

( હરિ આવોને આપણે સુખ માણીએજો એ-રાહ. )

મોહન મોરલી વગાડી વહાલે વનમાજો,
બાણુ શબ્દોના વાગ્યા મારા તનમાજો મોહન૦ ૧
પ્રેમ પ્રીતડી છે દીવાના પતંગને જો,
પ્રીત તેની ખરી કે બાળે અગને જો મોહન૦ ૨
પ્રેમ વિના તો પીયુજી તને નહી મળે જો,
પ્રેમે પ્રેમી પીયુમા જઇ ભળે જો મોહન૦ ૩

---

૧ ભક્તિશૃંગારરસની ગરબી છે ઘાયલ પ્રેમીના વિયોગ દુઃખના ઉદ્ગાર છે ૨ હીરદા=હૃદય ૩ કોલ=વચન ૪ ભક્તિશૃંગારરસની ગરબી છે

## ગરબો ત્રીજીનું સધાણ.

પ્રથમ પ્રાતની તે રીત તને ના આવડી જો
મુખે બંસરી બજાવે ચારે ગાવડી જો મોહન૦ ૪
દાસ **બીસ્મીલ** ઉપર દયા કરી આવજોજી
હરે પ્રેમ પ્રીતે કરીને બોલાવજોજી મોહન૦ ૫

## ગરબી. ૪

### આંખલડી રંગરાતી[૨]

(બોલમા બોલમા બોલમારે—એ રાગ)

આંખલડી રંગરાતી, છબીલા તારી, આંખલડી૦
મુખડું જોઉં તો મદમાતી છબીલા૦ એ ટેક.
પ્રેમની પીડા જઇ પુછો પતંગને રે,
દીવા ઉપર બળે સાથી[૩]? છબીલા૦ ૧
પ્રીતમ પીયુ પર એવો પ્રાણ મૂકે રે,
ત્યારે તો થાય એક નાતી છબીલા૦ ૨
અંતરમા ભાઠી નીદ્રાઓ નાઠી,
વેહની ઝાળો ઘણી વાતી છબીલા૦ ૩
જ્ઞાનીનો સેવક બીરૂમીલ તો બોલે,
ગુણ હરિના હું તો ગાતી[૪] છબીલા૦ ૪

## ગરબી ૫

### અલબેલો કાળજાની કોર છે[૪]

(રાગ ઉપરનો)

અલબેલો કાળજાની કોર છે રે, બેની, અલબેલો૦
કોર છે કોર છે કોર છેરે બેની એ ટેક
તન મન હતું તે સોંપ્યુ તમોને રે,
હાણુલીલાનું બહું જોર છે રે. બેની૦ ૧

---

૧ ગાવડી=ગાય ૨ આ કાવ્ય ભક્તિશૃંગારરસનું છે. ૩ સાથી=શામાટે, કેમ. ૪ ભક્તિશૃંગારરસની ગરબી છે.

વૃંદાતે વનમા વહાલો વાસળી વગાડે રે,
જાદુ ભરેલો તેનો ઘોર છે રે — બેની૦ ૨
હુ થઇ છુ ઘેલી કયા ગઇ સાહેલી રે,
અનહદ વાસલડીનો શોર છે રે — બેની૦ ૩
બીસ્મીલતો બોલે અનવરનો સેવક રે,
સતોથી સીધો દોર છે રે — બેની૦ ૪

## ગરબી ૬

### વાંસલડી કોણે વજાઇ

(રાગ ઉપરનો)

વાસલડી કોણે વજાઇ, છબીલાલ, વાસલડી૦
શુધ્ધ શરિરની ગમાઇ — છબીલા૦ ટેક
ઇગલાને પિગલા સુખમણ ચાલે,
અનહદ નાદે જગાઇ — છબીલા૦ ૧
જાપ અજપા સુરત નૂરતથી,
બેસોને શુરતા લગાઇ — છબીલા૦ ૨
બકનાલ થઇ ત્રવેણીમા જાવુ,
જલહલ જોત જગાઇ — છબીલા૦ ૩
ઉલટ સમાઇને આપને વિસારો,[૧]
સુન મહાસુનમા જાઇ — છબીલા૦ ૪

---

૧ ભક્તિશૃંગાર રસ દ્વારાએ સમાધીના ધ્યાનની હકીકત જણાવી છે
૨ સુખમણ નાડીનું નામ છે ખુલાસા માટે વાચો ભજન ૧૫ની ટીકા
૩ સુરત=દીર્ઘ દૃષ્ટિનું મસ્તકમા જવુ, નૂરત=સુરતીને ઠરવાનુ સ્થાન ૪ જળહળ જોત=બ્રહ્મતેજ ૫ વિસારો=ભુલો

દસમો દ્વાર[1] તારો કેમ ઉઘડશે ?
**બીસ્મીલે** સાન બતાઈ — છબીલા૦ ૫

## ગરબી ૭

### અગમથી તમો આવ્યાર.

(રાગ ઉપરનો)

અગમથી તમો આવ્યા, નબીજી વહાલા, અગમ — ટેક
સીધો મારગ તો બતાવ્યો સ્વર્ગનોરે,
પ્રેમથી કલમો પઢાવ્યા[2] — નબીજી૦ ૧
નરનારી જે કોઇ માગે તેને મળશેરે,
રાધો તો થાય છે ખાવા — નબીજી૦ ૨
જનમ તમારો વહાલા મકકે થયો છે રે,
મદીનો શહેર જઈ વસાવ્યા — નબીજી૦ ૩
વ્યાપક[3] છો તમો સૌમાં રમો છો રે,
સતોના મનમા સમાવ્યા — નબીજી૦ ૪
અપરાધી[4] ઉપર તમો દયા ભાવ કરજોરે,
**બીસ્મીલને** હેતે બોલાવ્યા — નબીજી૦ ૫

---

૧ દસમો દ્વાર=" બ્રહ્માન્ડ"ને દસમો દ્વાર કહે છે ૨ આ ગરબીમાં નબીજીની એટલે હઝરત મોહમદ પેગમ્બર સાહેબની પ્રશસા કરવામાં આવી છે. આ અને આ પછીની બે ગરબીઓ વાચી વાંચકવૃંદને મોહમદ સાહેબ કોણ હતા ? કયા પેદા થયા ? કયારે પેદા થયા ? એ જાણવાની અભિલાષા થાય એમ લાગવાથી અને અહીંના ઘણા મુસલમાન ભાઇઓએ આ લઘુ પુસ્તકમા હઝરત મોહમદ પેગમ્બર સાહેબનું જીવનવૃતાત દાખલ કરવાના લાલસા જણાવ્યાથી તેમના જીવનનો ટુક હેવાલ આ સ્થળે નીચે પ્રમાણે લખવામાં આવ્યો છે ૨ પઢાવ્યા=ભણાવ્યા, શીખવ્યા ૩ વ્યાપક=સર્વેમાં મળી રહેલું ૪ અપરાધી=ગુન્હેગાર

# હઝરત મોહમદ પેગંમ્બર સાહેબનું ટુંક જીવનવૃતાંત.



ઇસ્લામી ધર્મના સ્થાપનાર આ મહાન પેગમ્બરનો જન્મ ઇ સ ૫૭૦ના અગષ્ટ માસની તા ૨૬ મીએ સોમવારના દિવસે પ્રાત કાળમા મક્કા શહેરમા થયો હતો (હીજરી રબ્બીઉલઅવ્વલ મહીનાની તારીખ ૧૨ ) તેમના પેદા થયાની વાત તેમના દાદા અબદુલ મુતલીબના જાણવામાં આવવાથી તેમને ઘણી ખુશી હાંસલ થઇ અને તેઓએ બધા લોકોને એકઠા કરી મીજબાની આપી આ મહાન પુત્રનું નામ મોહમદ રાખવામાં આવ્યુ "મોહમદ" નો અર્થ વખણાએલ, પ્રતાપી, તેજસ્વી એવો થાય છે તેમના પિતાશ્રીનું નામ હઝરત અબદુલ્લા હતું અને માતાનું નામ બીબી આમીના હતુ પિતા આ પ્રતાપી પુત્રનુ મુખ જોવાને ભાગ્યશાળી થયા નહોતા કારણ કે તેઓ તેમના પેદા થયા પહેલાં કેટલાક દીવસ પહેલા ૨૫ વર્ષની યુવાન વયમા દેવલોક પામ્યા હતા રેતાળ જમીનની સ્વચ્છ હવામાં રહેવાથી શરીર પુષ્ટ બને છે વિશાળ રેતીનું રણ જોવાથી મન ઉદાર અને વિશ્વવ્યાપી થાય છે એવુ ત્યાના લોકો ધારતા હોવાથી તેઓ નાનપણથીજ તેમના બાળકોને માતાથી વિખુટા પાડી દાઇને સોંપતા એજ રીવાજ પ્રમાણે હઝરત મોહમદને તેમની માતાથી વિખુટા પાડી હલીમા દાઇ નામની બાઇને સોપવામા આવ્યા હતા

હલીમા દાઇ—તે એક પર્વતની તળેટીમાં રહેતા હતાં સ્વચ્છ હવામાં રહેવાથી તેમનુ શરીર દહાડે દહાડે ઘણું વધવા લાગ્યુ ત્રણ વર્ષ સુદ્ધીમાં તો કુદરતે તેમના અંત કરણને સાફ કરી, નિર્મળ નૂરથી ભરપૂર કરી દીધુ તે મહાન પુત્ર ઉપર કુદરતના આવા રહેમત રૂપી સંજોગો થવાના સમએ અને દૂધ છોડાવાનો વખત નજીક આવવાથી દાઇ હલીમા આ બાળ પુત્રને લઇ મક્કે ગયા

**બીબી આમીના**—જ્યારે હઝરત મોહમદ ૭ વર્ષના થયા ત્યારે બીબી આમીના તેમને લઇ યસરબ પોતાના સગાને ત્યા ગયા ત્યા એક માસ રહયા પછી તેઓ મક્કે આવવા પાછા નીકળ્યા, રસ્તામા બીબી આમીનાની તબીયત બગડવા લાગી અને તેઓ રસ્તામાજ મરણ પામ્યા. બીબી આમીનાનો સ્વર્ગવાસ થયા પછી હઝરત મોહ મદ તેમના દાદા હઝરત અબદુલ મુતલીબ પાસે રહેવા લાગ્યા દાદા ગૃહસ્થ માણસ હતા, અને કાબાની આગેવાની પણ તેઓજ કરતા વળી ઝમઝમ નામના કુવામાથી યાત્રાળુઓને પાણી પાવાનુ કામ પણ તેઓજ કરતા હતા હઝરત "મોહ મદ" ઘણીવાર તેમની સાથે કાબામા જતા આ વખતે કાબામા મુર્તીપુજાનુ જોર બહુજ હતુ કેટલાક ખુશીથી દેવની પુજા કરતા હતા વળી સ્ત્રીજાતિની મુર્તીઓ આગળ નાગી થઇ નૃત્ય કરતી હતી. હઝરત મોહમદ સાહેબ નાનપણથીજ ઘણા ઉડા વિચાર કરનારા ચોકસ અને ચાલાક હતા. તેથી તેઓને લાગ્યુ કે કાષ્ટ પાષાણના દેવો આ અદ્ભુત સૃષ્ટિને સરજી શકે નહીં પરંતુ તેનો સર્જનહાર સર્વે શક્તિમાન અનાદી અને અનત એકજ ખુદા હોવો જોઇએ વળી તેઓ મુર્તિપુજા તરફ તેમજ સ્ત્રી નૃત્યો અને એવાજ મક્કાના લોકોના જગલી રીવાજો તરફ તીરસ્કારની દૃષ્ટિથી જોતા અને આવી ખરાબ ચાલો કાઢી નાખવા ઘણી કોશિશ કરતા

**હઝરત અબુતાલીબ**—હઝરત અબદુલ મુતલિબ બીબી આમીનાનો સ્વર્ગવાસ થયા પછી બે વર્ષે દેવલોક પામ્યા તે વખતે તેઓ હઝરત મોહ મદને તેમના કાકા હઝરત અબુતાલિમને સોપતા ગયા હતા. તેથી આ પ્રતાપી પુત્ર તેમના કાકા પાસે રહી મોટા થવા લાગ્યા તેઓ હઝરત "મુસા" ની માફક ઢોરો ચારવા જતા, ખુદાની અકળ લીલાનું અવલોકન કરતા અને ઉડા વિચારો બાધતા.

**સામની સફર**—આ પ્રમાણે હઝરત મોહ મદ સાહેબ ચોવીસ વર્ષના થયા ત્યા સુધ્ધી તેમના કાકા સાથે કામકાજમા સામેલ રહેતા ચોવીસમા વર્ષે તેઓ અને તેમના કાકા હઝરત અબુતાલીબ કેટલોક માલ લઇ વ્યાપારાર્થે

મુલ્કે સામ(સીરીયા) તરફ જવા નીકળ્યા રસ્તામા બસરા શહેરમા તેમને બહીરા નામનો શાસ્ત્રી મળ્યો તેણે કહ્યુ કે શાસ્ત્રમાં પેગમ્બરની જે નિશાનીઓ કહેલી છે તે આ યુવાન માણસમા છે તેથી તમો તેમને સામ દેશ તરફ લઇ જશો તો યહુદીઓ તેમને હેરાન કરશે આથી તેઓ બધો માલ વેચીમારી સારો નફો મેળવી પાછા ફર્યા

**હઝરત બીબી ખદીજા રદી૦**—હઝરત મોહમદ સલ્લમે પોતાના પ્રમાણિકપણાની લોકો ઉપર એવી છાપ પાડી કે લોકો તેમને "અલ અમીન" એટલે ઇમાનદાર કહી બોલાવવા લાગ્યા તેમની આટલી બધી પ્રતિષ્ઠા જોઇ બીબી ખદીજા નામની એક વિધવા શ્રીમંત બાઇએ પોતાના પાસેથી કેટલોક માલ આપી તેમને વ્યાપારાર્થે સામ તરફ મોકલ્યા રસ્તામા તેમને બહીરા શાસ્ત્રીના મઠમા નસ્તરનામનો સાધુ મળ્યો તેણે તેમને સામ તરફ જવાની ના પાડવાથી તેઓ બધો માલ વેચી મારી ઘણો નફો મેળવી પાછા ફર્યા અને બીબી ખદીજાનો કોડી કોડીનો હીસાબ ચુકવી દીધો તેમનું આટલુ બધું પ્રમાણિકપણુ, સત્યતા, અને શાત, પ્રેમાળ સ્વભાવ જોઇ બીબી ખદીજાના મનમા તેમની સાથે પુનર્લગ્ન કરવાની ઇચ્છા થઇ હો / ઓહારાએ તે સદેશો હઝરત મોહમદ સલલલ્લાહો અલયહે વસ્સલ્લમને મળતા તેઓએ તેમના કાકાનો મત લેઇ બીબી ખદીજા સાથે પુનર્લગ્ન કરી લીધુ બીબી ખદીજાને કાસમ અને ઇબ્રાહીમ, નામના બે પુત્રો અને જેનબ, રૂકેયા, ઉમ્મકુલસુમ, અને બીબી ફાતમારદી નામની ચાર પુત્રીઓ થઇ ( રદી=રદીઅલ્લાહોતઆલા અનહા ) તેમા ફક્ત બીબી ફાતમા જીવ્યાં તેમનુ લગ્ન ચોથા ખલીફા હઝરત અલી સાથે થયુ હતુ

ઇ૦ સ૦ ૬૦૫ માં કુરેસ લોકોએ કાબાની ઇમારત જે જીર્ણ થઇ ગઇ હતી તેને રીપેર્ડ કરવાનુ કામ માથે લીધુ હતુ તે તૈયાર થઇ ગયા બાદ હજરે અસવદને તેની મુળ જગોએ ગોઠવવાનો વખત આવ્યો દરેક કુટુંબના લોકો કહેતા હતા કે એ ગોઠવવાનો અમારો હક્ક છે તકરાર ઘણી વધી પડી આખરે સા લોકોએ એકાનુ મતે થઇ કહ્યુ કે જે કોઇ કાબાની મસજીદમા સવારે સૌથી પહેલો આવે તે આ બાબતનો તોડ પાડે

પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી ત્યા હઝરતમોહંમદ સૌની પહેલા આવી પહોચ્યા તેમણે પોતાની પાસેનુ લુગડુ પાથરી તેના હજ્રે અસવદને મુકી કહ્યુ કે આ લુગડાને દરેક કુટુબને મુખ્ય માણસ પકડે અને મને વકીલ બનાવી મુખત્યાર આપે તો હુ તેને અસલની જગોએ ગોઠવી દઉં આ વાત સૌ લોકોએ કબુલ કરી અને હઝરત મોહમદ સાહેબે હજ્રે, અસવદ ( એ નામનો પત્થર ) ને તેની મૂળ જગોમા ગોઠવો દીધો..

આ અરસામા મક્કામાં ભારે દુષ્કાળ પડયો હતો તેમાં મોહમદ સ. લ. અ. મે ગરીબ લોકોને ઘણીજ મદદ કરી હતી હવે હઝરત મોહમદ સ. લ. અ ને ખુદાનુ ધ્યાન બરોબર લાગ્યુ હતું તેઓ કોઇ કોઇ વખતે જંગલમા ચાલ્યા જતા અને કેટલાક દિવસ સુધી ભૂખ્યા તરસ્યા પર્વતની ગુફામા પડયા રહેતા હતા. તેઓ રાત દિવસ ખુદાની બંદગી કર્યા કરતા અને કેટલાક દિ‍ ‍ાસ સુધી ખજુરના અહાર ઉપરજ ગુજરાન ચલાવતા ખુદાની બંદગી છોડી તેમને ખાવાનુ પણ ભાવતું નહોતુ, તેમણે પોતાની ૬૩ વર્ષની ઉમરમા ફક્ત સવા મણ અનાજ ખાધુ હતું

કોહે " હિરા " પર્વતની ગુફામા તું માણસ છે તું ખુદાનો પેગમ્બર છે એવા અવાજો થવા લાગ્યા. શબેકદ્રની રાત્રે આ મહાન પુરૂષ ખુદાની બંદગીમા તલ્લીન થયેલા હતા તેવામા બે વખત અવાજ આવ્યો કે "વાંચ" પણ હઝરત સ લ. અ. મે કંઇ પણ જવાબ આપ્યો નહી. ફરી ત્રીજી વાર અવાજ આવ્યો કે " વાચ " ત્યારે તેઓએ ભાર દઇ કહ્યુ કે મને વાચતા આવડતું નથી, ત્યારે જવાબ મળ્યો કે " જે સાહેબે આ સર્વ ચીજો બનાવી છે તે સાહેબનુ નામ લઇ વાંચ " આવા શબ્દોનો ધ્વની તેમના કાને પડતાજ તેમનુ હૃદય નિર્મળ નૂરથી ભરપુર થઇ ગયુ " તુ ખુદાનો પેગંમ્બર છે " એવા શબ્દોનો ધ્વની તેઓ અનુભવવા લાગ્યા ઘેર આવી તેમણે આ વાત બીબી ખદીજા રદી૦ આગળ જાહેર કરી થોડે થોડે આ વાત લોકોના ફેલાઇ અને પેગમ્બરની જે નિશાનીઓ શાસ્ત્રમા કહેલી છે તે તેમનામા મળી આવવાથી તેઓ ખુદાના પેગંમ્બર મનાયા. ( જુઓ કુરાન શરીફ સુરે ઇકરા )

આવી રીતે એકવાર આવેલી વહી બંધ થઇ જવાથી હઝરત મોહમદ સ. લ અ ને બહુ ખેદ થવા લાગ્યો અને કોહે હિરા પર્વત આગળ જે દીવ્ય માણસ જોયો હતો તે ફરી જોવાની ઘણી આતુરતા થવા લાગી હઝરત મોહમદ સ૦ લ૦ અ૦ કમલ ઓઢી સુતા હતા. તેવામા તે દીવ્ય પુરૂષ દેખાયો અને કહેવા લાગ્યો કે હે કથાધારી ! ઉઠ, તારા માલીકના ગુણુ ગા અને લોકોને તવહીદનો રસ્તો દેખાડ (જુઓ કુરાન શરીફ સુરે મુઝમમીલ)

હવે હઝરત મોહમદ સ૦ લ૦ અ૦ ને પેગમ્બરનો મરતબો મળ્યો તેથી તેઓએ સ્ત્રીજાતિ ઉપર થતો જુલમ, કાબામા થતી મુર્તિપુજા, એક નિરંજન નિરાકાર ખુદાને નહિ માનતા અનેક મનાતા દેવો, અને કાબામાં નૃત્ય કરતી સ્ત્રીઓને અટકાવવા કમર બાંધી

કુરેશ લોકો અને ખાસ કરી હઝરત મોહમદ સ૦ લ૦ અ૦નો કાકો અબુજહેલ પોતાની મુર્તિઓની થતી અપકીર્તિ સાભળી બહુ નાખુશ થયા, અને મોહમદ સ૦ લ૦ અ૦ને ઘણી ઘણી તકલીફો આપવા લાગ્યા કેટલાક તેમને જાદુગર કહેતા કેટલાક ખરાબ નામ દઇ બોલાવતા અને કેટલાક તેમને કાંકરા મારી હેરાન કરતા. જે લોક હઝરત મોહમદ સ૦ લ૦ અ૦ ઉપર ઇમાન લાવ્યા હતા તેમને પણ તેઓએ હેરાન કરવામા બાકી રાખી નહોતી કેટલાકને ગરમ રેત પર ચત્તાપાટ સુવાડતા, કેટલાકને ભૂખ્યા તરસ્યા રાખતા, કેટલાકને ધમકાવતા, અને કેટલાકને મારી મારીને અધમુવા કરી નાખતા પરતુ તેઓ મુખમાથી ઉફ સરખુ બોલતા નહીં અને તેમના પાક દીન " ઇસ્લામ ' ને છોડતા નહી.

મેરાજ—જ્યારે આ હઝરત સ૦ લ૦ અ૦ ૫૧ વર્ષની ઉમરના થયા ત્યારે તેમને મેરાજ થઇ (જુઓ પાન ) એક દીવસ પથારીમા તેઓ સુતા હતા તેવામા જીબરીલ ફીરસ્તા બુરાક નામનું જાનવર લઇ તેમની પાસે આવ્યા અને તે પર આ હઝરતને સવાર થઇ ખુદાની મુલાકાત કરવા ચાલવા કહ્યુ તેઓ સવાર થઇ સીનાઇ પર્વત ઉપર બેથને હેમની જગ્યાએ આવી પહોંચ્યા અને ખુદાની બંદગી કરી. રસ્તામા તેમને લલચાવવા ઘણા ચ

મકારો થયા પણ તેઓ નહીં લલચાતા આગળ ચાલ્યા અને બેતુલ મુકદદસ ( જેરૂસલેમ ) સુધી આવી પહોચ્યા ત્યા તેમણે હઝરત ઇસા. અ૦ સ૦ અને હઝરત મુસા અ૦ સ૦ ની મુલાકાત લીધી અને ખુદાની નમાજ અદા કરી ત્યાથી તેઓ સાત સ્વર્ગમા ગયા અને ત્યાથી ખુદા તાલાની હજુરમાં ગયા ત્યા નૂર સીવાય બીજુ કઇજ દેખાતું નહોતું અલૌકીક સમાગમથી તેમનુ શરિર કપવા લાગ્યુ. તેમણે ઇશ્વરી સમાગમમા રહી અનતજ્ઞાન મેળવ્યુ અને પોતાની કોમના હાજતો પુરી પાડવા ઇશ્વર આગળ યાચના કરી તે તે દયાળુ કીરતારે કબુલ કરી પથારીમાથી ઉઠી મેરાજ થયાની વાત લોકો આગળ કહી

એક દિવસે કુરેશના તમામ સરદારો એકઠા થઈ આપના કાકા હઝરત અબુતાલિબ પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે આપના ભત્રીજાને મના કરો કે અમારી મુર્તિઓને અને અમારા રીત રીવાજોને બુરા કહે નહીં નહીં તો અમો તેમના કતલપર તૈયાર થઇ જઇશુ આ વાત સાભળી અબુતાલીબના મનમા ધાસ્તી પેઠી અને તેઓ મોહંમદ સ૦ લ૦ અ૦ ને બોલાવી કહેવા લાગ્યા કે હવે જીવ જવાની ફીકર છે તેથી આપ લોકોને નસિયત કરતા અટકો, અને ખામોશ રહો તો બહેતર છે. આ સાંભળી હઝરત મોહમદ સ૦ લ૦ અ૦ મે કહ્યુ કે "જો આ લોક સુર્યને મારા જમણા હાથ પર અને ચંદ્રને મારા ડાબા હાથ પર મુકી દે તો પણ હું ઉપદેશ કરતા જરાપણ અટકીશ નહીં અને ખુદાના હુકમમા એક અક્ષર પણ કમી કરીશ નહી, અગર મારૂ મસ્તક રહો યા જાય" એમ કહી ચાલવા માડયુ, આ સાંભળી અબુતાલિબે કહ્યું ઓ મારા ભત્રીજા કયા ચાલ્યા, અહી આવ, તારા દીલમા જે આવે તે ખુશીથી કહે, હું જ્યાં સુધી ખાખમા મળી જઇશ નહી ત્યા સુધી તારો સાથ કદીપણ છોડીશ નહી.

કુરેશ લોકે હવે હઝરત મોહમદ સ૦ લ૦ અ૦ ને બહુજ દુ:ખ દેવા માડયુ. તેઓ તેમના પસાર થવાના રસ્તા ઉપર કાટા પાથરી દેતા, તેમના ઉપર ગંખોડી નાખતા પણ આં હઝરતે તેમની બીલકુલ દરકાર નહી કરતા ઉલટ બેર પોતાનું કામ ચાલુ રાખ્યુ તેઓએ તેમને પૈસાની

બારે લાગ આપવા માડી પણ તેઓએ તુચ્છકારી કાઢી અ થી કુરેશ લોક બહુજ ચીડાયા અને આ હઝરતને મારી નાખવાનો ઘાટ ઘડવા લાગ્યા, એક રાત્રે જ્યારે આ મહાન પેગમ્બર પોતાના ઘરમા એકલા સુનેલા હતા તે વખતે આ બધા લોકો એકઠા મળી હઝરત મોહમદ સ૦ લ૦ અ૦ના ઘરના ચોતરફ ફરી વળ્યા અને હઝરત નીકળે કે તરતજ તેમનો ઘાટ ઘડી નાંખવો એવા વિચારથી રાહ જોતા ઉભા

પરંતુ જે માલીકે આ રચના રચી છે જેણે માણસને એક વજની બુંદથી પેદા કર્યો છે જેણે "કુન" શબ્દથી પોતાની આ બધી ખુદાઇ જાહેર કરી છે તેણે પોતનો ખરો ધર્મ જાહેર કરનાર પોતાના પ્યારા હબીબને કંઇ પણ ઇજા આવવા દીધી નહી જ્યારે આ લોક ઉંઘમા મગ્ન થઇ રહ્યા હતા ત્યારે આ હઝરત ચુપકીથી તેમની પાસે થઇ જતા રહ્યા અને પોતાના વફાદાર દોસ્ત હઝરત અબાબકર સીદીક અલૈ૦ ને લઇ ગારે "સોર"મા જઇ સતાઈ રહ્યા કાફરો જઇ જુએ છે તો આ હઝરતને ન જોયા પણ તેમની પથારીમા હઝરતઅલી મુરતુઝા રદી ને જોયા કાફરોએ હઝરતઅલી રદી૦ ને ઘણુ ધમકાવ્યા, ડરાવ્યા, પણ આ હઝરતનો કઇ પણ પત્તો લાગ્યો નહી કુરેશ લોક અને ખાસ કરી અબુ જહેલે લોકમા સાદ પડાવ્યો કે જે કોઇ હઝરત મોહમદ સ લ અ નુ માથુ કાપી લાવે તેને તે જે ચીજ માગે તે આપીશુ લોક શોધ કરતા કરતા ઝબલસોર સુધી આવી પહોચ્યા કે જ્યા આ હઝરત તથા અબુબકર સીદીક રદી૦ સંતાઇ રહ્યા હતા પણ તેઓ તેમને શોધી શક્યા નહીં. કારણકે ગારના દ્વારે કરોળીયાએ જાળ પાથરી હતી અને કબુતરે ત્યા ઇંડા મુક્યા હતા તેથી આખરે તેઓ નિરાશ થઈ પાછા ફર્યા. ચોથે દીવસે હઝરત અબાબકર સીદીક રદી. નો ગુલામ બે ઉંટ લઇ હાજર થયો તે ઉપર બેસી હઝરત મોહમદ સ. લ અ. અને અબાબકર સીદીક રદી મદીનામા સહીસલામત દાખલ થઇ ગયા મદીનાના લોકોએ તેમનો બહુજ આદર સાકાર કર્યો અને હવે મુસલમાનો આરામથી રહે તેવી જગ્યા મળી ગઇ અહીયા હઝરત મોહમદ સ. લ અ મે એક મસજીદ બનાવી અને પોતા-ના અનુયાઇયોને બોલાવી તેમા ખુદાની બદગી કરવા ફરમાવ્યુ

અહીઆ પણ કુરેશ લોકોએ હઝરત મોહમદ સ લ અ ને આરામ લેવા દીધો નહીં તેઓએ તેમના સાથે લડાઇઓ આરભી પણ તેમ તેઓ નીરાશ થયા તેઓએ મુસલમાનો સાથે ઘણીજ લડાઇઓ કરી પણ તેઓ તેમા જરા પણ ફાવ્યા નહીં. મુખ્ય લડાઇઓ નીચે પ્રણાણે હતી જગેબદર, જગે ઓહોદ, ખદકની લડાઇ, જગે ખૈબર અને જગે હુનેન વિગેરે

આવી મોટી મોટી લડાઇઓમા હઝરત મોહમદ સ લ અ ને ફતેહ મેળવી તેથી કુરેશ લોકોની ખૂનખ્વાર કોમો નાશ પામી અને લડવાને અશક્ત થઇ ગઇ તેથી હઝરત મોહમદ સ લ અ. ને કુરેશ સાથે સુલેહ કરી લીધી. કુરેશ લોકો લડવાને તદ્દન અશક્ત હતા તેથી મુસલમાનોએ મક્કા શહેર સહેલાઇથી સર કરી લીધુ, અને જ્યા આજ સુધી મુરતીપુજા ચાલતી હતી ત્યા એક ખુદાના મહીમા ગવાવા લાગ્યા. જ્યાં અસત્યનુ રાજ ચાલતું હતું ત્યા હવે સત્યના રાજે જોર કીધુ અને હવે કાબા કે જ્યા બૈરા નાગા થઇ નાચતા હતા તે મુસલમાનોનું પવીત્ર યાત્રાધામ બન્યુ હીજરી સન ૮

મક્કા શહેર ફતેહ થયા બાદ હઝરત મોહમદ સ. લ અ બે વર્ષ સુધી જીવ્યા અને તે દરમીયાન ઇસલામનું નૂર આખા અરબસ્તાનમા પ્રસરી ગયુ અને હવે કદી ન મટે એવો પવીત્ર ઇસલામી ધર્મ જમાવી હઝરત મોહમદ સ. લ અ નો આત્મા હીજરી સન ૧૧ રબીઉલ અવ્વલ મહીનાની ૧૨ તારીખે (ઇ સ ૬૩૨ તા ૮ માહે જુન)ના રોજ આ ક્ષણભગુર દેહનો ત્યાગ કરી જડ શરીરનો સબધ છોડી પરમાત્માના અનત સમાગમમા તેજરૂપ થઇ સમાઇ ગયો આખ્યો મીચાઇ ગઈ અને આત્મારૂપી પક્ષી શરીરરૂપી પાંજરાનો ત્યાગ કરી ઉડી ગયુ અને જીંદગી પુરી થઇ ગઇ પેગમ્બર જ્યા મરે ત્યાજ દફન કરવાનો રીવાજ હોવાથી હઝરત સ લ અ ના જનાઝની નમાજ પડી તેમને બીબી આએશા રદી. ના હુજરામાં દફન કરવામા આવ્યા.

કાલુ ઇન્ના લીલ્લાહે વ ઇન્ના ઈલયહે રાજેઉન્

## ગરબી ૮

### મુરતી બનાવી તમારી[1]

( હારછો હાગ્છો હારછો એ રાગ )

મુર્તિ બનાવી તમારી, નબીજી વહાલા, મુર્તિ૦
મતિના પહોચે અમારી નબીજી૦ એ ટેક–
બ્રહ્મરૂપની એક મુરતી બનાવી.
અરબસ્તાનમા ઉતારી નબીજી૦ ૧
વાદળ છાંય કરતો માખી ના બેસે[2]
એવી છે લીલા તમારી નબીજી૦ ૨
ઇષ્ટ દેવને જે માને મુસલમાન,
સાભળજો નરનારી. નબીજી૦ ૩
જગત ગુરૂજી તને પાપથી છોડાવે,
ખોટી વસ્તુ દે વિસારી નબીજી૦ ૪
શરીરના સૌ ભાગ જુદા છે,
તને તું જોને વિચારી નબીજી૦ ૫
જોયા વિના મારો જીવ ઘણો કલપે[3]
નામ ઉપર બલહારી. નબીજી૦ ૬
પામર જીવ એક બીસ્મીલતો બોલે,
મુખડા ઉપર જાઉં વારી નબીજી૦ ૭

---

૧ આ ગરબીમા મોહમદ પેગમ્બર સાહેબની તારીફ કરી છે. ૨ મોહંમદ પેગમ્બર સાહેબ ઉપર વાદળ છાંય કરતો હતો અને માખી તેમના શરીર ઉપર કદીપણ બેસતી નહોતી એવા તેમના ઘણા મોઅજીઝા છે.
૩ કલપે=આકુળવ્યાકુળ થાય, બેચેન રહે

## ગરબી ૯

### મારા મંદિર મોહન મદ આવજો[1]

( ગગ ઉપરનો. )

આવજો આવજો આવજોરે, મારા મંદિર મોહનમદ૦
પ્રિતમ પ્યારાને સાથે લાવજોરે, મારા૦ ટેક–
બાલપણામા[2] મારે પ્રીત બંધાણી,
સંદેશો વહેલા વહેલા કહાવજોરે. મારા૦ ૧
નિદ્રા ના આવે મને ભોજન ના ભાવે,
હેતે કરીને બોલાવજોરે. મારા૦ ૨
તમારા વિના મારૂં મન ઘણું કલ્પે,
કાગળ લખીને મોકલાવજોરે. મારા૦ ૩
બ્રહ્મ અવતારી હું તો દાસી છું તમારી,
સદા મારા મન ભાવજોરે. મારા૦ ૪
અનવર તમારો હું અનવરનો,
બીસ્મીલ નામ ધરાવજોરે. મારા૦ ૫

## ગરબી ૧૦

### પાતળીયાજી મુજ મંદિરે પધારોરે[3]

( સખી કોઇ કંથને સમજાવેરે એ રાહ. )

પાતળીયાજી મુજ મંદિરે પધારોરે. એ ટેક.
સોમવારે ગયા શ્યામ મુકીરે, કાયા મારી સાળ[4] થઈ સુતીરે;
આશા મે તો મળવાની મૂકીરે, પાતળીયાજી૦ ૧

---

૧ ભક્તિ શૃંગાર રસની ગરબી છે, ઘાયલ પ્રેમીના વિયોગ દુઃખના ઉદ્‌ગાર છે ૨ બાલપણુ=નાનપણુ, બચપણુ. ૩ ભક્તિ શૃંગાર રસના સાતવારછે.

મંગળવારે મુજ અબળા નારીરે રમી નાસ બાળ બ્રહ્મચારીરે,
ગયા શીદ સ્વામીજી વિસારી પાતળીયાજી૦ ૨
બુદ્ધવારે તે સુદ્ધિમે ખોઇરે નયણા ભરી આસુડે રોઇરે;
ઉભી ઉભી વાટડીઓ જોઇ, પાતળીયાજી૦ ૩
ગુરૂવારે ગોવિંદ ઘેર આવેરે, વધામણી વહાલા તણિ લાવેરે,
વહાલા મારા હ્રદીયામા ભાવે, પાતળીયાજી૦ ૪
શુક્રવારે શામલીયાના જેવોરે નથી કોઇ નવખંડમા એવોરે,
વહાલો મારો કાબુલનો મેવો, પાતળીયાજી૦ ૫
શનીવારે સુરતાઓ લાગીરે જોયા મે તો સ્વપનામા જાગીરે,
પ્રીત અને તે દિવસથી લાગી, પાતળીયાજી૦ ૬
આદીતવારે અબળાને મળજોરે, આપ્યા કોલ હાથે તેવા પલજોરે,
વહાલા મારા વહેલેરા વલજો, પાતળીયાજી૦ ૭
સાત વર બીસ્મીલ તો બોલેરે, અમીરસ પાય પીયે ઢોળેરે,
વહાલા મારા આવ્યા મારા મહેલે, પાતળીયાજી૦ ૮

## ગરબી ૧૧

### ગોવીંદ ઘેર આવજો અલબેલાજી[1]

( રાગ ઉપરનો )

ગોવિંદ ઘેર આવજો અલબેલાજી એ ટેક.
કારતકે કંથ ગયા છે મેલીરે, સુના મંદિર ગમે ના સાહેલીરે,
મે તો પ્રીત કરી વહાલા પહેલી ગોવિંદ૦ ૧
માગશર માસે મહા દુઃખ સહીએરે, વાતો મનની તે કયા જઈ કહીએરે,
પ્રીત લાગી પીયુ સાથે રહીએ ગોવિંદ૦ ૨
પોષ માસે પીયુ મને પ્યારારે વહાલા મૂકી ગયા છે ન્યારારે,
ચાલી આખે આસુડાની ધારા, ગોવિંદ૦ ૩

૧ ભક્તિ શૃંગાર રસના મહીના છે વિયોગ દુઃખના ઉદ્‌ગાર છે

મહા માસે મોહન ક્યારે મળશેરે, ત્યા સુદ્ધી કાળજડાનો બળશેરે,
કોલ હાથે આપ્યા તેવા પળગે, ગોવિંદ૦ ૪
ચાર માસ ગયા હવે વીતીરે, ફાગણુ આવ્યો પ્રીતમ રાખો પ્રીતીરે,
હુ તો હારી તમો ગયા જીતી, ગોવિંદ૦ ૫
ચૈતર ચિન્તા લાગી મારા મનમારે, બાણુ નેણુ'ના વાગ્યા છે તનમારે,
હુ તો ઘેલી ફરૂ વન વનમા, ગોવિંદ૦ ૬
વૈશાખ માસે વહાલા ગીરધારીરે, હાથ જોડી કહે વ્રજનારીરે,
તારા મુખડા ઉપર જાઉ વારી, ગોવિંદ૦ ૭
જેઠ માસે જોબનીયાની ઝાળોરે, આ ટાણે નથી મારો વહાલોરે,
શરીર સુકીને થઇ ગયો લાળો[1], ગોવિંદ૦ ૮
અસાડ આવ્યો વાદળીયો ગાજેરે, વિજ ઝબકે બહુ સુડ[2] વાજેરે;
વહાલા વિના કાળજડાં તો દાઝે ગોવિંદ૦ ૯
શ્રાવણુ માસે તે શુદ્ધ વિસરાઇરે, કેવો સગપણુ તમારો સગાઈરે,
મોહન મળવાનુ મારગ પાઈ, ગોવિંદ૦ ૧૦
ભાદરવે તો ભ્રમણાઓ ભાગીરે, સુતી સ્વપનામા ઝબકી જાગીરે,
વીણા વહાલાતણી ક્યા વાગી ? ગોવિંદ૦ ૧૧
આસો માસે અલબેલાજી આવ્યારે, હેતે પ્રિતે કરીને બોલાવ્યારે,
મહા સુદર મુખ દેખાવ્યા ગોવિંદ૦ ૧૨
અધિક આવ્યો કરો પુન્ય દાનરે, બીરમોલ બોલ્યો તે સમજોને સાનરે
મારા મુખના વચન હરિ માન ગોવિંદ૦ ૧૩

---

૧ લાળો=કોયલો ૨ સુડ=મુશળધાર વરસાદનું પડવુ

## ગરબી ૧૨

### હો મૈયારી ઉભી રહેને[1]

હો મૈયારી ઉભી રહેને અબળા ગોકુળ નારી એ ટેક
મારે મહી ગોરસ વેચ્યાનુ કામ, કદી અહીં દાણીનું નહોતું નામ,
મને આજ મળ્યો તું મોરારી[2], હો મૈયારી૦ ૧
ગોકુળ મથુરામા મારૂ દાણ, હોય ભૂપપતિ તો રોકુ વહાણ,
સુણ ગોપી કહે છે ગીરધારી, હો મૈયારી૦ ૨
હરે મહી ગોરસ ઢોળાશે મારૂ, મેલો પાલવ મોહન નહી સારૂં;
તારા હૃદયે જોજે વિચારી, હો મૈયારી૦ ૩
તારા ઘુઘટની લાગી છે માયા, તે કારણ પાલવ સાયા[3]
તારી બોલી લાગે છે મને પ્યારી, હો મૈયારી૦ ૪
મને મોહીની લગાડી મોહન વહાલે, વહાલા તમ વિના ઘડીએ ના ચાલે,
જુગજીવન જીત્યા હુ હારી, હો મૈયારી૦ ૫
બીરમીલના સ્વામી તમો છો ન્યારા, સૌ જુગને લાગો છો પ્યારા,
છો ગુણવતા બહુ ગુણકારી હો મૈયારી૦ ૬




૧ ભક્તિ શૃંગાર રસનુ કાવ્ય છે ૨ મોરારી=કૃષ્ણ કહાન. ૩ સાયા =ઝાલ્યો, પકડયો.

# બિસ્મીલ કાવ્ય.

## બાબ ચાહરૂમ.

### પદ સંગ્રહ.

---

### પદ ૧ લું.

ભુલ્યો ભુલ્યો મારા ભાઇ.[1]

( પરભાતીઉ ૧ )

શુરે સુનો સુખ ચેનમા ભુલ્યો ભુલ્યો મારા ભાઈ  એ ટેક
દિવસની સરોરે ચઢીઓ બે ઘડી, આવી નિદ્રાઓ આવી.
માથે મરણની મારછે સુખની સેજો બીછાઈ  શુરે૦ ૧
ઘરરે ધધામા ઘેલો ફરે શુદ્ધ બુદ્ધિ કયારે ગમાઈ,
પાછલી રાત છે એક પહોરની શુભ કરી લે કમાઈ[2]  શુરે૦ ૨
કાયારે વહાલા તારી કયા હતી નહોતી રતી એક રાઈ,
પેસાબનોરે તારો પડ[3] બધાણો અકળ લીલારે સમાઈ શુરે૦ ૩
મરઘોરે બોલ્યો માણુસ જાગરે ચકલા બોલે સાહેબ તુંહીં,
માણુસ થઇને તું ઉંઘતોરે તારી મતીઓ મુંઝાઇ  શુરે૦ ૪
બીસ્મીલતો દાસ જ્ઞાનીતણોરે દીધો પલમા સમજાઇ,
ચાતુરને એક પલ ઘણી છે મુરખ રેન[4] ગમાઈ  શુરે૦ ૫

---

૧ આ પદમા સુખશય્યા પર ભર ઉંઘમા સુતેલા જનને જાગ્રત કરી ભકિત કરવા ઉપદેશ આપ્યો છે  ૨ કમાઇ=પરમાત્માના ભજનરૂપી કમાઇ. ૩ પડ=શરીર. ૪ રેન=રાત

## પદ ૨ જું.

### વાટો જોઉ છુ તમારી.[1]

### સુખ શય્યાપર ( પરભાતીઉ ૨ )

જુગજીવણ વહાલા ઘેર પધારો વાટ જોઉં છુ તમારી એ ટેક૦
બાલપણામા તમને ન જાણ્યા છમભેદ કરી રહ્યા છાના,
પ્રાણ હરિ[2] હવે તમે ઓલખાણા મુખપર જાઉં બલહારી જુગ૦ ૧

---

૧ શૃગાર રસનું પદ છે (વિયોગી પ્રેમીના ઉદ્‌ગાર ) જેમ સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય અને તે સભળી આવવાથી સ્ત્રી જેમ વિરહ વેદનાથી દુખ પામે છે તેમ પરમાત્માની જુદાઇથી દુખ પામતા ખગ પ્રેમી ભક્તે આ કાવ્યમા પરમાત્માને પોતાનો પ્રેમીપતિ કલ્પી પોતે તેની પ્રેમાળ સ્ત્રી બની પરમાત્મા આગળ પોતાનુ દુખ જાહેર કર્યું છે આવા ઘણા પ્રેમી ભક્તો (આશકો) થઇ ગયા છે કે જેમણે પરમાત્મા ને પોતાનો માનીતો ભરથાર ગણી પોતે તેની પ્રેમાળ નાર થઇ તેના ગુણના કાવ્યો લખેલા છે. નીચે લખેલુ, કાવ્ય વાચવાથી આ બાબતનો બરાબર ખ્યાલ આવશે

( પરભાતીઉં )

પ્રીતમજીરે તમને શુ કહું વહાલા મારી પીડાયુ ન જાણી
ઘણારે દિવસની મારી ચાકરી મોહન તમે લેખે ન આણી
હુતોરે જગલ કેરી હરણી વનવગડે ઘેરાણી
વાલીડે મારીરે મુજને બાલડી મારી પાસળીયુ વેધાણી
હુતોરે દરિયાવ કેરી માછલી જળ દરિયાવ માંહિ રહેતી
પીયુડે નાખીરે અમ પર જાલડી હુતો પ્રેમ ફાસે ફસાણી
કાજી મહેમુદશાહના વલામણે વહાલા મારા વહેલેરા વળજો
તમે તો સુલુણા છો સ્વામીજી હુતો નાર અજાણી.

૨ હરિ=શોભાવી, ચોરી

વાયદો વડાએ મળવા કીધો દર્શન ફરી ના દીધો,
સોકલડીના વહાલે મંદિર સેવ્યા સુદ્ધિ ના લીધી હમારી જુગ૦ ૨
દુરીજન[1] દુખડા નિતનિત દેછે તમવિના પ્રાણ કેમ રહેશે,
જોગણ થાઉ તો જુગ નિંદા કરશે જોજો મનમા વિચારી જુગ૦૩
બીસ્મીલતો મનને એમ સમજાવે પ્રેમ વિના પીયુ નહીં પાવે,
પ્રેમના ભોજન જે કોઇ પાવે નૂર નિરંજન[2] નિરાકારી જુગ૦ ૪

## પદ ૩ જું.

### સાહેબ નામ સમરો રે [3]

### ( કીરતન ૧ )

( ધીરાના પદની રાહ પુલ્યો શુ ફરે છે રે એ-રાહ )

સાહેબ નામ સમરોરે, સમરોને સાથે તારે આવેજી,
અખંડ રાત ઉઘેરે તેમા તો ફલ કયાથી પાવેજી એ ટેક૦
નાભી કમળસે નિસયોને ઉડી આકાશે જાય,
જે જોવા જેવી જુક્તિ બનીને મુખથી નહીં કહેવાય,
એ વાતો છે ઝેણીરે ગુરૂ વિના નહીં પાવે સાહેબ૦ ૧
જ્ઞાન ગુરૂના હૃદયે વસે ને શાસ્ત્ર જુઓ પુરાણ,
ભુખ્યાને ભોજન[4] આપજોને મળે તો આપો દાન,
એતો સાથે ચાલેરે, બીજુ સાથે નહીં આવે. સાહેબ૦ ૨
ઈંગલા પીંગલા સુખમણાને[5] બંકનાલ થઈ જાય,

---

૧ દુરીજન=દુરજન, દુષ્ટલોક. ૨ નિરંજન=કથ કહી શકાય નહીં તેવો. ૩ સમાધી સાથે બોધદાયક પદ છે. ૪ ભોજન=અહાર, ખાવાનુ. ૫ ઇંગલા, પીંગલા, સુખમણા=એ નાડીઓના નામ છે

ત્રવેણીમા[1] તીર્થંકરને ગેબી અવાજો થાય,
સુન મહાસુનમા જાવુરે દસમો તો દ્વાર દેખાવે સાહેબ૦ ૩
નટણી દોર ઉપર ચઢીને જ્યા ધારે ત્યા જાય,
અકળ લીલા અતિ[2] ઘણીને પ્રેમના રસ પીવાય,
અંતરજાની[3] ઓળખોરે, ચોરાસી ફેર નહીં આવે સાહેબ૦ ૪
રાતદીવસમા બે ઘડીને બંદગી[4] કેમ ના કરે,
મીવા મીઠાઇઓ ખાય છે તું જાણે નહીં મરે,
માટીમા માટી ભળશેરે, બીસ્મીલતો મનને સમજાવે સાહેબ૦ ૫

## પદ ૪ થું.

### સુણજો કાન ધરીરે ધરી[5]

### ( કીરતન ૨ )

### ( રાગ ઉપરનો )

સુરીજન ભાઇઓરે સુણજો કાન ધરીરે ધરી,
અવધી[6] વરસ સોની રે તો પણ જાવું મરીરે મરી એ ટેક૦
માયાની મોહ જાળમા જીવ ફસાયો જાય,
કરોડ જતન[7] કરી રાખશો તો પણ નહો રહેવાય;
ભૂલ્યા ભમે છેરે મુખથી બોલો હરિરે હરિ. સુરીજન૦ ૧
કાયા કુંપો કાચનો પડને ના લાગે વાર,
પાણીપર પરપોટો ફરે તેને શું આધાર ?
એવી કાયા તારીરે એતો ના આવે ફરીરે ફરી. સુરીજન૦ ૨
કાયા પુછે જીવને તુ મૂકીને જાય,

---

૧ ત્રવેણી=બે ભમરો વચ્ચેની જગા ૨ અતિ=ઘણી, વધારે ૩ અંતર-જાની=મનની વાત જાણનાર, આત્મા=પરમાત્મા ૪ બંદગી=ભક્તિ, ભજન ૫ આ પદમા ભક્તિ કરવા સબંધી ઉપદેશ છે ૬ અવધી=ઉમર ૭ જતન=યત્ન.

સ્વર્ગવાસી તું જઈ થયોને વનમા કેમ રહેવાય,
લઈ ચાલો થાસેરે સાંભળને વત ખરીરે ખરી સુરીજન૦ ૩
એક દીન એવો આવશે પ્રલેપાક સૌ થાય,
વાયુ ચાલે ચોદેશથીને પુકયો સુર કહેવાય;
એ ઘડી હશે કેવીરે વિચારો બીસ્મીલ જરીરે જરી સુરીજન૦ ૪

## પદ ૫ મું.

### દર્શન કારણ આઈ દુરસે.[1]

### (લાવણી ૧).

દર્શન કારણ આઈ દુરસેં કરાર કરકે કોલ દીયા,
ગોકુલ મથુરા હુંડ ફીરી મે બસીને આવાજ દીયા. દર્શન૦ ૧
બિન્દ્રા બનમેં મીલે મોરારી ફીર મીલને અરમાન[2] રહ્યા,
વોહી તસવ્વુર[3] દીલમેં જમાહે દુનિયા દીલસે દુર કીયા દર્શન૦ ૨
એસી મુર્તિ ઘડી ખુદાને દુનિયામે કોઇ નહી શાની,
પ્રેમ બીના પીયુ કભી મીલે નહીં ખરાખરી મે માન લીયા. દર્શન૦ ૩
નાજુક બદન ઓર નેન રસીલે ઉસે દેખ કર ખુશ હોતા,
લગે દાગ પર દાગ પ્યારે રસ્તેમે ઉભા રોતા. દર્શન૦ ૪
દુનિયાકી કુચ્છ શરમ હયા[4] નહી કોઇ મુઝે કયા કહેવેગા,
જીસકુ ઇશ્કકા દાગ લગાહે વોમી જવાબ ઉસકા દેગા. દર્શન૦ ૫
સચ્ચી પ્રીત તો હેગી પતંગકી દીપક ઉપર જલ જાવે,
હંસા હોતો મોતી ખાવે કેર કણુ વો નહી ખાવે. દર્શન૦ ૬
**બીસ્મીલ** બોલે વાત ખરી હે મરને પહેલે મરજાવે,
જો કરના હોય સો કરલે પ્યારે મનખા જનમ ફીર નહીં આવે. દર્શન૦ ૭

---

૧ આ પદ પ્રેમસ્વરૂપી છે ૨ અરમાન=આશા, ઉમેદ૦ ૩ તસવ્વુર=ધ્યાન ૪ હયા=લજ્યા૦

## પદ ૬ ઠું.

### ઉસ્તાદ હમારે પ્યારે [1]

( લાવણી ૨ )

સુનો અનવર મીયાં ઉસ્તાદ હમારે પ્યારે,

---

૧ આ પદમા રચનારે પોતના ગુરૂ મરહુમ મહાત્મા કાજી અનવરમીયા સાહેબના મરણ વખતનુ અને તેમનો રોજો બાધવા બાબત વગેરેનું વર્ણન કર્યું છે નિચે આપેલા કાજી અનવરમીયા સાહેબના જીવન ચરિત્ર ઉપરથી આ બાબતની હકીકત સવીસ્તર સમજવામા આવશે

**મરહુમ મહાત્મા જ્ઞાની કાજી અનવરમીયાં સાહેબ**—આ મહા પુરૂષનો જન્મ વિક્રમાર્ક ૧૮૯૯ ના વૈશાખ વદ ૭ શુક્રવારના દિવસે વિસનગરમા થયો હતો તેમના પિતાશ્રીનુ નામ આજમમીયા ઉર્ફે આજામીયા હતું. આ મહાત્માના બુઝુર્ગો મૂળ રહીશ અરબસ્તાનના હતા અને અરબ જાતમા કુરેસી વંશના હતા ( કુરેશીવંશ=આ વંશમા મુસલમાનોના મહાન પેગમ્બર હઝરત મોહમદ સ૦ લ૦ અ૦ થયા છે ) અરબસ્તાનથી ધર્મ સુધારાર્થે આ મહાન પુરૂષના બુઝુર્ગોનુ આવવુ હિન્દુસ્તાનના દીલ્હી શહેરમાં થયેલુ ત્યાર પછી મુસલમાનોનું રાજ્ય અને વસ્તી ગુજરાતમા વધી તે દરમ્યાન દીલ્હીના લશ્કર ભેગા તેમનું આવવુ ગુજરાતના પાટણ શહેરમાં થયેલુ મુસલમાનોમા જે લોક વિદ્યા અને ધર્મ બાબતનુ વધારે જ્ઞાન ધરાવતા હોય તેમને કાજીનુ કામ સોપવામા આવતુ તેજ પ્રમાણે આ મહાત્માના બુઝુર્ગોને જાગીર અને તેને લગતા લવાજમ વિસનગર ખાતે બક્ષવામા આવવાથી તેઓ વિસનગરમા વાસ કરી રહ્યા

નાનપણથીજ આ મહાપુરૂષનું ધ્યાન વિદ્યા અભ્યાસ તરફ ખેચાયુ, અને આ અસાર સસાર તરફથી તેમનું મન ઉઠી ગયુ અને સાધુ, સત, ફકીર, એવા પુરૂષોના સમાગમમા રહેવા લાગ્યા જ્યારે તેમની વય ૧૨ વર્ષ ની હતી ત્યારે એક મસ્ત સીધ તરફથી વિસનગરમા આવેલા તે વખતે આ મહા પુરૂષ તેમની પાસે બેસી રહેતા મસ્ત સાહેબને કંઈક વિચાર

